# નિવેદન

રાજકીય ક્ષેત્રમાં જે વખતે મહાક્રાંતિના પડઘા ગુંજી રહ્યા હોય, અને દશે દિશામાં ઘેરાયેલાં વાદળ વચ્ચે આઘે આઘે મુક્તિની વિદ્યુતરેખા, પ્રજાના જીવનમાં આશા અને આહ્લાદ ભરી રહી હોય, એવા વિકટ અને માંગલિક અવસરમાં, જૈન પ્રભાવકો અને રાજનીતિનિપુણ ધુરંધરોની સ્મૃતિ થઈ આવે એ સ્વાભાવિક છે. જૈન જગતના તપસ્વીઓ, સાહિત્યસેવીઓ અને ઉપદેશકો જેમ વિશ્વવિખ્યાત છે, તેમ જૈન જગતના મુસદ્દીઓ હજી વિશ્વના પ્રકાશમાં બ્હાર આવ્યા નથી. કાળબળ આજે અનુકૂળ બનતું જાય છે અને ધીમે ધીમે જૈન સમાજના ઇતિહાસ-સ્રષ્ટાઓ સાહિત્યમાં સ્થાન મેળવે એવું વાતાવરણ સરજાય છે.

એ દષ્ટિએ વર્તમાન પરિસ્થિતિમાં જગતશેઠનો ઇતિહાસ વધારે બંધબેસતો થઈ પડશે. બંગાળની અઢારમી સદી એ ખરેખર એક ભીષણ ક્રાંતિકાળ હતો. પ્રપંચો અને સ્વાર્થાંધતાને લીધે આખું રાજદ્વારી ક્ષેત્ર કંટકમય બન્યું હતું. સગાં–સ્નેહીઓ અને સ્વામી–સેવકો વચ્ચે સ્વાર્થ–લોભ–લોલુપતા અને વાસનાઓના દ્વંદ્વયુદ્ધ ચાલતાં હતાં. એવા વિકટ સંયોગોમાં બંગાળને બચાવી લેનાર જગતશેઠનો વ્યવસ્થિત ઇતિહાસ આજે આપણી પાસે નથી. માત્ર સરકારી ખાનગી દસ્તાવેજો, છુટા–છવાયા પત્ર–વ્યવહારો અને પટ્ટાઓમાંથી એ જૈન જ્યોતિર્ધરની કાર્યકુશળતા, પ્રજાહિતસ્વિતા ઝળકી રહે છે. લોર્ડ ક્લાઇવના શબ્દોમાં કહીએ તો "એ એક એવો પ્રતાપી માણસ છે કે

દેશની સહીસલામતી અને ભલાને માટે તે તમને ઉચિત સલાહ જ આપશે."

બંગાળના આ મહાપુરૂષની યશ–ગાથા વ્યવસ્થિત પ્રકાશ પામે અને એ ગૌરવભર્યા ઇતિહાસને ઉકેલતાં જૈન જગતની ઉજ્વળ રાષ્ટ્રસેવાનો જનતાને પરિચય થાય, એ માટે 'જગતશેઠ' ની નવલિકા જનતા સમક્ષ મૂકવાની ઇચ્છા વ્યક્ત કરતાં, ભાઇ સુશીલે, છ માસની જેલ–યાત્રા અને તે પછીની નાદુરસ્ત તબીયત વચ્ચે પણ ઉંડા ઉતરીને બનતી ત્વરાએ આ કથાનક તૈયાર કરવામાં જે જહેમત ઉઠાવી છે અને ઐતિહાસિક સાહિત્યની અપૂર્ણતા છતાં પરિણામે આજના રાષ્ટ્રિય નવસર્જનમાં જે પ્રાભાવિક સાધન પુરૂં પાડ્યું છે તે માટે તેમને અભિનંદન ઘટે છે.

પ્રાભાવિક પુરૂષોના જીવન–પ્રસંગોને સંસ્કારી રોચક ભાષામાં તૈયાર કરી 'જૈન' ના વાચકોને ઐતિહાસિક ભેટ આપવાની અમારી ચાલુ પ્રણાલિકા આ પુસ્તકથી વધુ બર આવે છે, તે માટે હર્ષ વ્યક્ત કરતાં એટલી ઉમેદ રાખીશ કે જગતશેઠની ભળતી ટોપી નીચે ઓળખાતા અમીચંદો અને માણેકચંદો સાથે જૈન–જગતશેઠની વંશ–વેલીને કંઇએ નિસ્બત નથી; એ સ્પષ્ટ વસ્તુ આ સાહિત્ય-માંથી જનતા સમજે, અને પ્રભાવશાળી વૈભવ અને મુસ-દ્દીપણાથી બંગાળના ઇતિહાસમાં એક મહત્તાભરી નોંધ લેવરાવનાર જગતશેઠની યશ–ગાથાને ઉકેલી તેમાંથી નવું ચેતન પ્રાપ્ત કરે.

જૈન ઓફીસ–ભાવનગર.
તા. ૧–૩–૧૯૩૧ } દેવચંદ.

# અનાવશ્યક

[અનાવશ્યક: એટલે બીનજરૂરી. ઘણીવાર વૃદ્ધો, વડીલો અને વધુ સુજ્ઞો ફર્યાદ કરે છે કે આ જમાનામાં હવે 'આવશ્યક' નો કોઇ ભાવ પૂછતું નથી. મને થયું કે આવશ્યકોનાં ભાવ બેસી ગયા હોય તો એકવાર 'અનાવશ્યક' ને એના આસને બેસારી ભાગ્ય અજમાવવાની તક કાં ન આપવી? "અનાવશ્યક" ધીમે ધીમે બળવાન બને તો "આવશ્યક" નો ગરવ ગાળી દે! અનાવશ્યકનું એક મોટું સુખ એ કે તે આવશ્યકની જેમ જહાંગીરી હુકમ ન કરે! એ બિચારૂં શરમાળની જેમ એક કોરે સંકોચાઇને બેસી રહે! વાંચો તોય ઠીક અને ન વાંચો તોય ઠીક. અનાવશ્યક તો છે જ. ભાગ્યયોગે વાચકની નજરે ચડે અને પોતાનાં રૂપ–ગુણથી વાચકને મુગ્ધ કરે તો તે પોતાની લજ્જા, નમ્રતા ને રંજકતાને લીધે કદાચ આવશ્યક કરતાં ય વધુ વ્હાલું થઈ પડે!]

"જગત્‌શેઠ" લખવાનો વિચાર કર્યો ત્યારે તો "નવલકથા" જ લખાશે એમ માની લીધેલું, અને ઐતિહાસિક આધારને લીધે કથા પણ ઐતિહાસિક જ બનશે એ પણ લગભગ ચોક્કસ હતું. એ બન્નેનો સુભાગ્યે મેળ મળી જાય તો "એક રસભરી ઐતિહાસિક નવલકથા" આપોઆપ ઉગી નીકળે એમાં કંઈ પૂછવાપણું જ ન હોય. "જગત્‌શેઠ" ની આ કથા એ રીતે જો કોઇ માસિકમાં ક્રમે ક્રમે લખીને છપાવવી શરૂ કરી હોત અને ઉપર કહ્યા તેવા મનોરથોથી દોરવાયો હોત તો હું કદાચ વાર્તાના મથાળે, હંમેશા સ્થાપિત નિયમ તરીકે છપાતાં વાક્યો લખી નાખત કે :

# “જગત્ શેઠ

## (એક રસભરી ઐતિહાસિક નવલકથા)”

અને તંત્રી સાહેબ, મને ખાત્રી છે કે, ‘રસભરી’ પાસે “અતિ” શબ્દ ઉમેરી “અતિ રસભરી” બનાવી વાંચનારને ઘડીભર ભ્રમમાં નાખી શકત. પણ મારા ભાગ્યમાં પુસ્તક લખવાનું સર્જાયું હશે, અને એટલેથી છૂટકો થવાનો ન હોય તેમ છપાયેલું પુસ્તક વાંચી પાછું પ્રસ્તાવના લખવાનું પણ નિર્માયું હશે; એટલે જ મને મારું છપાયેલું પુસ્તક વાંચવાની ફરીથી ફરજ પડી—દરેક લેખક જેમ પોતે પોતાનો સમાલોચક હોય તે દ્રષ્ટિએ વાંચવાની ફરજ પડી, અને મારો મોહ “કમળપત્ર પરના જળબિંદુ” ની જેમ સરી ગયો. ભારે ભવ્ય સ્વપ્ન નીહાળનાર દીન દરિદ્રી સ્વપ્નદ્રષ્ટાની જેમ મને થયું કે આ “જગતશેઠ” નથી શુદ્ધ ઇતિહાસ કે નથી નરી કથા. અને એ બેમાંનું કંઈ ન હોય, છતાં રસભરી ઐતિહાસિક કથા કહેવા જઉં તો બીજીવાર ચાણાની બીજી જેલને જ લાયક ગણાઉં ને ?

એટલું છતાં મને એક આશ્વાસન મળી રહે છેઃ “પૃથ્વી વિશાળ છે અને કાળ નિરવધિ છે.” ગમે ત્યારે ગમે ત્યાં પણ કોઇક સમાનધર્મી ઉદ્ભવશે અને કહેશે કે ‘જગતશેઠ’ ના લેખકે ઇતિહાસની સાથે રમત નથી કરી, ‘રસ’ આણવાની ખાતર મોટેરાઓની મર્યાદા નથી મૂકી ! ઐતિહાસિક પ્રસંગોને કથાની ખાતર સ્હેજ આઘાપાછા કર્યા હશે, પણ છેક વિકૃત નથી કર્યા. મારો સમાનધર્મી આટલું કહે તોપણ મારે મન બસ છે. વિરોધી કે વિધર્મીની કોઈ દરકાર નથી રાખતું. તો પછી મારે એકલાએ શાસાર રાખવી ?

જગતશેઠ વાંચતાં પહેલાં કેઇ કોઇને એમ લાગશે કે “અંગ્રેજી રાજ્ય સ્થાપવામાં જેણે સહાય કરી તેની વાતમાં માલ શું

હોય ? અને માલ હોય તોપણ જેના પાપે દોઢસો વરસ થયાં ગુલામી ભોગવવી પડતી હોય તેની કથા કાને પડવા દેવી એ પણ પાતક નથી ? "જગતશેઠ" ઈસ્ટ–ઈંડીઆ કંપનીના અંગભૂત બન્યા હતા એમ કહેનારાઓ જગતશેઠને ખરેખર ભારે અન્યાય આપે છે અને એટલું પણ ઉમેરવું જોઈએ કે દરેક ઐતિહાસિક નાયક એના જમાનાથી પર–અતિ પર હોવો જોઈએ એમ માની લેનારાઓ પોતાને વધારે પડતો ન્યાય આપી દે છે. અંગ્રેજો અથવા અંગ્રેજની રાજપદ્ધતિ આપણને આજે અકારી થઈ પડી છે. પણ ઇસ્ટ–ઇંડીયા–કંપનીના સમયનો નવાબી–મોગલાઈ અમલ જેમણે વિચાર્યો છે તેમને તો સોળે સોળ આના ખાત્રી થઇ ચૂકી હશે કે વિધ વિધ રીતે પીડાતી–દળાતી અને છુંદાતી પ્રજાને, અંગ્રેજ વેપારીઓ–અમલદારો તારણહાર રૂપ જ લાગ્યા હશે. એ વખતે પણ અંગ્રેજ વેપારીઓ કંઇ ઓછા ખેપાની ન હતા. પરંતુ રીબાતી રૈયતે એમનું બ્હારનું રૂપ જ જોયું. બે અનિષ્ટોમાંથી એકની પસંદગી કરવાની અનિવાર્ય ફરજ આવી પડી ત્યારે પ્રજાએ અને પ્રજાના નેતાઓએ અંગ્રેજ વેપારીઓ સામે આંસુભરી આંખે નિહાળ્યું. અંગ્રેજોએ આંસુ લુછ્યાં તો ખરા, પણ વખત જતાં એમનું શુદ્ધ કે અશુદ્ધ પણ ખરું રૂપ પ્રકટ્યું–અજાણી બાજુ હતી તે આંખ સામે આવી અને હિંદી પ્રજાને થયું કે નદીથી બચવા આપણે 'વાઘ'ના પાંજરામાં ભરાઇ પડયા હતા.

પણ આ ઉપરથી હું જગતશેઠનો બચાવ કરૂં છું એમ કોઇ ન માને. અંગ્રેજોની કૂટનીતિનો બચાવ કરી શકું તો જ તેમના કંઇક સહાયક–ઉત્તેજક કે સલાહકાર ગણાતા જગતશેઠનો બચાવ કરી શકું. ખરી વાત તો એથી જુદી જ છે, અને હું માનું છું કે 'જગતશેઠ' એક વાર વાંચશે તેને એ સમજાયા વિના નહીં રહે.

છતાં વાચક અને વાર્તા વચ્ચે અંતરાયરૂપે ન છુટકે આવીને ઉભો છું ત્યારે તો કહી જ લઉં કે જગતશેઠ અંગ્રેજોને આમંત્રણ આપવા

નથી ગયા, અથવા તો વેર વાળવાની દુરાશાએ કે. રાજપાટ પડાવી લેવાની દુર્બુદ્ધિએ તેમને કદિ નથી પ્રેર્યા. વેપારી તરિકે તેમને અંગ્રેજ પેઢી સાથે સંબંધ હોય એ સ્વાભાવિક છે. આજે પણ અંગ્રેજ અમલદારોના હાથનો ભરણતોલ લાઠીમાર બાળકો અને બૈરાંઓ ઉપર પડતો વેપારીઓ જુએ છે, યુવકો અને દેશનેતાઓને કારાવાસની સખત સજાઓ વેઠતા સાંભળે છે અને જગતના એક મહાપુરૂષને કારાવાસની દીવાલો પાછળ 'જીવતા દફનાવવા' જેવું કરૂણ દૃશ્ય સૌનાં દીલને વ્યથિત બનાવે છે; છતાં આ દેશના વેપારીઓ, રાજીખુશીથી અક્કલ–હુશીયારીથી પોતાની મેળે વિલાયત સાથેનો વેપારી સંબંધ તોડી શકયા છે ? વેપારી સંબંધથી જોડાવા છતાં જગતશેઠે અંગ્રેજ વેપારીઓની ખુશામત નથી કરી. પણ જ્યારે જ્યારે અન્યાય થતો લાગ્યો છે ત્યારે ત્યારે તેમણે સ્પષ્ટ શબ્દોમાં કઠોર સત્ય સંભળાવ્યું છે. સીરાજ–ઉદ્દૌલા જ્યારે કલકત્તાના અંગ્રેજો ઉપર ક્રોધે ભરાયો અને મુઠ્ઠીભર અંગ્રેજોના માથે યુદ્ધના નગારાં વાગતાં હતાં ત્યારે બરાબર સીરાજ–ઉદ્દૌલાની જેમ જ જગતશેઠે પણ અંગ્રેજોને લખેલું કે :—

"તમે જે જોરજુલ્મ વાપરી કલકત્તા પચાવી બેઠા છો અને હુગલી શહેરનું સત્યાનાશ વાળ્યું છે તે જોતાં તો લડવા સિવાય તમારી બીજી કંઇ દાનત હોય એમ જણાતું નથી......

"એ જાતની ચાલચલગત બંધ કરો, તમારી માગણીઓ લખી મોકલો. મારી ઉપર શ્રદ્ધા રાખજો. હું આ ખુનામરકી અટકાવવ મારાથી બનતું કરીશ.

"બાકી તમે અમારા રાજા–મહારાજા અને નવાબો સામે બંદુક તાકી ઉભા રહો અને અમારા નવાબ અદબ વાળીને બેસી

રહે એ કેમ બને? તમે જ તમારા મનમાં આ બાબતનો વિચાર કરી જોશો. × × × × તા. ૧૪-૧-૧૭૫૭."*

એટલું જ નહીં, પણ યુદ્ધના અવસરે જગતશેઠને તેમના સૈન્ય સાથે સીરાજની પાસે અંગ્રેજોની સામે લડાયક વહાણમાં ઉભેલા આપણે જોઈએ છીએ.

---

* " × × × You have acted the very reverse part and possesed yourselves of Calcutta by force, after which you have taken and destroyed the City of Hugly, and by all appearances, you seem to have no design but that of fighting. In what manner, then, can I introduce an application for accomodating matters between Nabob and you? What your intentions are it is impossible to find out by these acts of hostility.

"Put a stop to this conduct and let me know what your demands are. You may then depend upon it. I will use my interest with the Nabob to finish these troubles. How can you expect that the Nabob will pass by or over look your conduct in pretending to take up arms against the princes or Subah of the country. Weigh this within yourself." 14-1-1757

—Indian Records Series, Bengal-in 1756-57

જુનાં દફતરો અને કાગળોમાંથી, ઝીણી તપાસ કરીએ, તો આવા અનેક પુરાવા મળી આવે. પણ વળી પાછું મનમાં એમ થાય છે કે જગતશેઠનો આટલો ય બચાવ શા સારૂ કરવો ? જે સમયે દિલ્હીના મોટા શહેનશાહથી માંડી નાનામાં નાનો જમાદાર, લોભ કે લાલચનો માર્યો કંપની સરકારની સોડમાં ભરાતો હોય તે વખતે કદાચ જગતશેઠ જેવા બે-ચાર પુરૂષો અને રાણી ભવાની જેવી એકાદ દેવી, એ ચેપથી પોતાની જાતને થોડી બચાવી શકયા હોય તો પણ શું થયું ? એમ ન બને કે આજે અત્યારના રાજશાસન સામે હું અને તમે અસંતુષ્ટ બન્યાં છીએ એને લીધે જગતશેઠ પણ આપણી અત્યારની નજરે આપણા જેવા જ આપણને ગમતા હોય ? ધારો કે એમ હોય અને ધારો કે કેટલાકોએ ઉતાવળમાં કહી નાખ્યું છે તેમ જગતશેઠ અંગ્રેજ રાજ્યસ્થાપનામાં ભાગીદાર હોય; તો એટલું ચોક્કસ કે જગતશેઠ વસ્તુતઃ આ તરફે નહીં અને પેલી તરફે નહીં- કયાંઇક મધ્યમાં હોવા જોઇએ. અભણ માણસના સાદા-સીધા તોડ જેવું તો નથી થતું ?

દુનીયામાં બધા આપણા જેવા વિચારના નથી હોતા. કેટલાક એવા પણ હશે કે જેને આ બધી રાજનીતિની છણાવટ, નકામી કડાકુટ લાગશે. કેટલાક તો મુસલમાની નામોની પરંપરા જોઈને બોલી ઉઠશે કે આ તે જૈન જગતશેઠની કથા છે કે આમદભાઇ ને મામદભાઇની જ બધી લમણાઝીક છે ? આવી બધી નકામી ચિંતાઓ કરૂં છું ત્યારે એમ થાય છે કે જગતશેઠ જો મહારાજા શ્રેણીક, ખારવેલ કે અમોઘવર્ષના જમાનામાં જન્મ્યા હોત તો તેમની આસપાસ ફુલમાળાની જેમ કેવાં સરસ નામો ગુંથાત ? એમના વૈભવને દેવતાઓની ઋદ્ધિ અને સમૃદ્ધિ સાથે સરખાવવાની કેવી સંગવડ મળત ? પણ એમ નથી બની શકયું, એટલા માટે લેખકે દિલગીર થવાની જરૂર નથી. જગતશેઠ અઢારમી સદીમાં-મોગલોની પડતીમાં અંગ્રેજોની

ઉગતી અવસ્થામાં–જન્મ્યા એમાં કોઇ શું કરે ? વૈરાગ્યને બદલે વ્યૂહરચના અને વિમાનને બદલે વહાણુ ન આવે તો પછી પંચમકાલ શા કામનો ? –

છતાં જગતશેઠે મંદિરો બંધાવ્યાં છે, સંઘ કાઢયા છે અને તીર્થના ખાસ હક્ક મેળવી જૈન શાસનની અમૂલ્ય સેવા બજાવી છે.

અનાવશ્યક વસ્તુઓના પ્રદર્શનમાં બીજી પણ એક-બે વાત ઉમેરૂં :

જગતશેઠ એ કોઈ એક વ્યક્તિનું નામ નથી. એ એક બાદશાહી પદવી છે અને તે લગભગ એક સૈકા સુધી પેઢી દર પેઢી ઉતરતી આવી છે, એટલે આ પુસ્તકમાં એક નાયકને બદલે અધિક નાયક જોવામાં આવે તો કોઇ આશ્ચર્ય ન પામે.

જગતશેઠ અને અમીચંદ વચ્ચેનો ભેદ પણ આ કથાનકમાં એક સ્થળે ખુલ્લો કર્યો છે. કેટલેક સ્થળે ઈતિહાસ-લેખકોએ પરસ્પર વિરોધી વિગતો નોંધી છે. કોઇએ અમીચંદને જગતશેઠનો સમોવડીયો, કોઇએ તેને જગતશેઠનો આડતીયો, કોઇએ તેને ભારે વૈભવશાલી, કોઇએ મ્હોટા ફીત્નાખોર તથા હરામખોર તરિકે ચીતર્યો છે. પણ જગતશેઠ અને અમીચંદના વ્યક્તિત્વ વચ્ચે એક મહાસાગર જેટલું અંતર હતું. આ બધું એક યા બીજી રીતે આ પુસ્તકમાં તો કહ્યું છે, પણ પુનરૂક્તિ ન કરૂં તો અનાવશ્યક નામ શી રીતે શોભે ?

પ્રસ્તાવનાને અંતે જે જે ગ્રંથોના આધાર લીધા હોય તેમનો આભાર માનવાની એક શિષ્ટ પરંપરા ચાલે છે. જગતશેઠ વિષે અંગ્રેજ અમલદારોએ, ફ્રેંચ પ્રવાસીઓએ અને મુસલમીન તવારીખ-નવેશોએ છૂટું છવાયું ઘણું ઘણું લખ્યું છે. એક તો એ બધાના ગ્રંથોના આધાર આપવા-પાછા એમના જાતભાઇઓને વગોવવા અને ઉપર જતાં તેમનો આભાર માનવો એ કેટલું વિચિત્ર છે ? -પણ મને તો

એક બીજો તર્ક આવે છે: એમણે કંઈ મારા માટે થોડું જ લખ્યું છે? મારે એમનો આભાર શા સારૂ માનવો? અને માનું તો પણ જે સાદ સંભળાય નહીં તેની કીમ્મત કેટલી? અરણ્યરૂદનથી કંટાળીને તો હીંદીઓ યુદ્ધના મેદાને પડયા છે. અરણ્યરૂદનનો પુનરૂદ્ધાર ભલે બે દિવસ મ્હોડો થાય!

છતાં છેક અકૃતજ્ઞી ન ગણાઉં એટલા માટે જે જે મહાશયે મને જગતશેઠ સંબંધી સાહિત્ય પૂરૂં પાડયું અથવા સૂચવ્યું તેમની ઉદારતા હું ભૂલવા માગું તો પણ ભૂલી શકાય એવી વસ્તુ નથી, એટલું કહી દઉં.

લૂંટારા પાછળ પડયા હોય અને ભારે શરીરવાળો શરાફ જેટલા જોરથી ભાગે તેટલી જ ઉતાવળથી આ પુસ્તક પુરૂં કર્યું છે, એટલે ભૂલચૂકની માફી માગવાનું મન થાય છે. પણ પાછો વિચાર આવે છે કે મેં કેટલાને માફી આપી છે કે હું મને પોતાને એવી માફીનો અધિકારી સમજું? મને ખાત્રી છે કે કોઈ વાચકે હજી સુધી એવી માફી આપી નથી અને તેની સાથે વધારે સારી ખાત્રી તો એ છે કે માફી નહીં આપનાર પાસે પણ એવી કંઈ સત્તા બળી નથી કે નિયમના અનાદર બદલ લાઠીમાર ચલાવી શકે. અને જેની પાસે સજા કરવાની કંઇ સત્તા નથી તેની માફી માગીએ તો પણ શું? અને માગ્યા છતાં ન મળે તો પણ શું? પરંતુ વિવેક એ જો શોભા ગણાતી હોય તો બકરીના ગળે લટકતા આંચળની જેમ એવી માફી માગવામાં મને ખાસ વાંધો નથી.

ભાવનગર
તા. ૨૧-૨-૩૧

સુશીલ

# જગત-શેઠ

## (૧)

નવકાર મંત્રનું સ્મરણ કરતો હીરાનંદ ઘરની બ્હાર નીકળ્યો. પંચ પરમેષ્ઠીનાં ધ્યાન તથા સ્મરણથી આત્મા નિર્મળ બને છે એમ તે જાણતો હતો. પણ આજ તો આત્મા કરતાં યે દેહનો નિભાવ એ તેને મન વધુ અગત્યનો વિષય હતો. સ્વર્ગનાં સુખ ઘણીવાર તેણે વ્યાખ્યાનોમાં સાંભળ્યા હતાં. પણ વર્તમાન જીવનનાં દુઃખ દારિદ્રય અને અપમાનથી કઇ રીતે બચવું એ તેને ન્હોતું સમજાતું. નવકાર મંત્રના સ્મરણથી દુઃખમાત્ર દૂર થાય છે, વિઘ્નો બધાં ટળી જાય છે અને અણધારી રીતે દેવતાઓ ધન-ધાન્યવડે આવાસ ઉભરાવે છે એમ તે શ્રદ્ધાપૂર્વક માનતો.

નાગોરનો ગઢ વટાવી એક જીર્ણ મંદિરની પાસે આવી ઊભો રહ્યો. સાંઝ પડી ગઈ હતી. દિવસે પણ આ સ્થાન ભયંકર ભાસતું. સંધ્યાના આછા તેજમાં હીરાનંદે આસપાસ નીહાળ્યું. મંદિરના સંબંધમાં ભૂત-વ્યંતરની ચાલતી વ્હેમ વાર્તાઓનું સ્મરણ થતાં તે જરા ચમક્યો. એકે એક વૃક્ષમાં વ્યંતરનો વાસ હોય અને ભાંગલા મંદિરના છુટા છવાયા પત્થરો જાણે હમણાં જ ભૂતાવળનું રૂપ ધરી ભયંકર નૃત્ય-લીલા આદરશે એવી કલ્પનામાં તણાયો.

કેટલીક વારે તેને પોતાની સ્થિતિનું ભાન થયું. મૃત્યુનો ભય તો નાગોરમાં મૂકીને જ નીકળ્યો હતો. જીવનમાં એવું શું સુખ હતું કે મૃત્યુથી ભય પામે? માત્ર એક જ ચિંતા તેને વ્યથા આપી રહી હતી. પોતે નિર્ધન હોવા છતાં લક્ષાધિપતિને પણ લજાવે એવી મનોરથસૃષ્ટિમાં તે અહોનિશ વસતો. સ્વપ્ન-સૃષ્ટિનો જ એ એક શહેરી હતો. શેઠની વાણોતરી કરતી વખતે પણ તે સ્વપ્નલોકની દુનિયામાં વિહરતો. અઢળક ધન અને અનન્ય અધિકાર ક્યાંઇક પોતાની રાહ જોતાં હશે એમ તે માનતો. અકાળ મૃત્યુ આવીને આ આખી સ્વપ્નસૃષ્ટિ ભાંગી નાખે, એ કલ્પના તેને મૃત્યુ કરતાં પણ અસહ્ય લાગતી.

દુ:ખ ને થાકને લીધે તે એક પત્થર ઉપર બેઠો. ફરી ફરીને નવકાર મંત્ર ઉચ્ચારતા છેલ્લા ત્રણ પદના એકેએક અક્ષર ઉપર ભાર મૂક્યો. "સર્વ પાપોનો વિનાશ કરનાર, સર્વ મંગળમાં પ્રથમ મંગળ" એ શબ્દોમાં મંત્રનું સંપૂર્ણ રહસ્ય સમાઇ જતું હોય તેમ ત્યાં તેની સમસ્ત ચિત્તવૃત્તિ રોકાઇ રહી.

શ્રદ્ધાબળે તે સ્વસ્થ બન્યો, છુપાયેલું મનોબળ તેના નેત્રોમાં તરવરવા લાગ્યું. ભૂત-પ્રેતનો ભય દૂર થયો. પણ એ ભય દૂર થતાં જ તેને પોતાની સેજની સ્થિતિ યાદ આવી.

પોતે ગરીબ હતો, નાગોરના અસંખ્ય ધનિકોની વચ્ચે કેવળ સેવક થવાને જ નિર્માયો હતો અને સમૂચ્છિમ જન્તુની પેઠે જન્મી, ઘડીભર જીવી, પાછો અગમ્ય ભવલીલામાં ભળી જવાનો હતો એ બધું યાદ આવ્યું. આટલા બધા ધનિકોમાં પોતે એકલો આટલો ગરીબ અને પરાધીન કેમ જન્મ્યો ? આસપાસના આ શ્રીમંતો, અધિકારીઓ અને વૈભવીઓ કરતાં પોતે ઓછો ઉદ્યોગી, ઓછો શ્રદ્ધાળુ કે ઓછી અક્કલવાળો હતો ? ભાગ્યની આવી ક્રૂર મશ્કરી સામે તેને તિરસ્કાર છૂટયો. નાગોરીઓનાં ચરણ નીચે છુંદાઈ મરવું તે કરતાં, દૂરના કોઈ પ્રદેશમાં જઈ માણસની માફક જીવવાની તેની અભિલાષા વધુ ઉગ્ર બની. પણ જેની પાસે ઝેર ઘોળી પીવાને માટે રાતી પાઈ ન હોય તે આવું સાહસ શી રીતે કરી શકે ?

નિરાશામાં ડૂબેલો હીરાનંદ ક્યાંઈ સુધી ત્યાં ને ત્યાં જ બેસી રહ્યો. રાત્રીનો અધિકાર જામતો ચાલ્યો. આકાશમાં ક્રમે ક્રમે ઉગતા તારાઓ હીરાનંદ તરફ મીટ માંડી રહ્યા. ભય અને શાંતિનું મિશ્રણ ઘોળાઈ રહ્યું.

હીરાનંદની આંખમાં ઉંઘ ન હતી. તે ઉંઘવા માટે આ તરફ ધસડાઈ આવ્યો ન હતો. એટલું છતાં તંદ્રાએ આવી તેની ઉપર પોતાનો કાબૂ જમાવ્યો. જો આ બધું એમ ને એમ ચાલ્યું હોત તો હીરાનંદ કદાચ ત્યાં ને ત્યાં જ આખી રાત વીતાવી દેત; પણ ભાગ્યદેવી આજે એક પડદો ઉચકવા માગતી હતી. હીરાનંદ સૂતો રહે એ તેને મંજુર ન હતું. આ આખી યે લીલામાં હીરાનંદ મુખ્ય નાયક હતો. તેથી જ તેને નાગોરની બજારમાંથી ઘસડી આટલે સુધી બોલાવવામાં આવ્યો હતો. હીરાનંદને પોતાને તો એ વાતની કંઈજ ખબર ન હતી. સ્વપ્નસૃષ્ટિમાં વસતો એ સામાન્ય નાગોરી ભલે એમ

માને કે પોતે જાણી જોઇને આ તરફ ખેંચાઇ આવ્યો છે, પણ ખરૂં જોતાં તો એમાં ભાગ્યદેવીનો ગૂઢ સંકેત હતો.

મધ્યરાત્રી વીત્યા પછી હીરાનંદે કોઇનો આર્ત્તનાદ સાંભળ્યો. પહેલાં તો એ અવાજ, વનના કોઇ પશુ-પક્ષીનો હશે કે માનવીનો તેનો તે નિશ્ચય કરી શક્યો નહીં. ભૂતાવળની ભ્રમણા હોય એમ પણ ઘડીભર લાગ્યું. હીરાનંદ જરા વધુ સાવધ બન્યો.

આ ઘોર જંગલમાં મધ્યરાત્રીએ કોઇ માણસ હોય એમ માનવાનું તેને મન ન થયું. એક તો તે પોતે જ અંધકાર અને વનની ભીષણતાથી ભયભીત હતો. કદાચ કોઇ માનવી દુઃખથી રીબાતું હોય તો પણ પોતે ત્યાં જઇને તેને કેવી રીતે સહાય કરી શકે ? તેની પાસે ન્હોતું શસ્ત્રબળ કે ન્હોતું શરીરબળ. વનપશુ કોઇ માણસનો શીકાર કરી આવ્યું હોય અને તે મરતી વખતનો છેલ્લો શ્વાસ છોડતો હોય એમ કાં ન હોય ? અને એમજ હોય તો કોઇ પ્રકારના શસ્ત્ર કે પ્રકાશ વિના મરતા માણસને કઇ રીતે બચાવવો ?

હીરાનંદ વણિકોની દુનીયામાં વસ્યો હતો, તેમના સંસ્કારોમાં જ ઉછર્યો હતો. છતાં તેની નસોમાં એક વીર-રાજપુતનું લોહી વહી રહ્યું હતું. ભસ્મના થર નીચે છુપાયેલા અગ્નિની જેમ તેની રાજપુતી ધીમે ધીમે જાગૃત થઇ. ઉપસર્ગ હરનારા સ્તોત્રનું સ્મરણ કરતો, અંધારામાં તે એકલો આગળ ચાલ્યો. વનનો માર્ગ અપરિચિત હતો, કાંટા અને ઝાળાંથી છવાયેલો હતો. પગલે પગલે મૃત્યુનો આશંકા ભરી હતી, લોહીમાં મળી ગયેલી રાજપૂતી અને હૃદયમાં અધિકાર જમાવી બેઠેલી દયા તેને દોરતાં હતાં.

સ્હેજ આઘે જતાં એક ન્હાની શી ઝુંપડીમાં દીપકનો પ્રકાશ દેખાયો. હીરાનંદ જીંદગીમાં પહેલી જ વાર ગામની બ્હાર નીકળ્યો હતો. અરણ્યમાં માણસો વસી શકે એ તેની બુદ્ધિને અગમ્ય હતું. છેક નજીક આવતાં કોઇ એક મુમુર્ષુનો સ્પષ્ટ સ્વર સંભળાયો. મધ્યરાત્રીએ આ એકાંત ઝુંપડીમાં કેવી ભેદ-ભરી લીલા ખેલાઈ રહી હશે તેનો વિચાર આવતાં, તેના કપાળે પ્રસ્વેદનાં બિંદુ બાઝયાં. લુંટનો માલ વહેંચતાં ઘણીવાર લુંટારાઓ પરસ્પરમાં કાપાકાપી ચલાવે છે એવી વાતો તેણે દુકાને બેઠાં સાંભળી હતી. એવો જ કોઇ પ્રકાર અત્યારે આ સ્થળે ચાલી રહ્યો હોય તો પોતે શું કરે ? તેની ચાલ ધીમી પડી. પાછા ફરવાનો વિચાર આવ્યો અને ઉડી ગયો. સંકોચાતો, કંપતો તે ઝુંપડી તરફ ધકેલાયો.

ઝુંપડીનું બારણું અરધું ખુલ્લું હતું. ક્ષીણ પ્રકાશમાં જેટલું જોઈ શકાય તે ઉપરથી ઝુંપડી પ્રાયઃ નિર્જન હોય એમ લાગ્યું. પણ દીવાનો પ્રકાશ, ઝુંપડીની આસપાસની સ્વચ્છતા, અને બીજાં કેટલાંક ચિન્હો જોતાં ઝુંપડીમાં મનુષ્યનો વાસ હોય એવો નિર્ણય બાંધ્યો. પહેલાં જે આર્ત્તસ્વર સંભળાતા હતા અને જેને લીધે હીરાનંદ આ તરફ આકર્ષાઇ આવ્યો હતો તે સ્વર સંભળાતા લગભગ બંધ પડયા હતા. તેણે કાન માંડીને સાંભળ્યું તો શય્યામાં સુતેલો એક પુરૂષ શાંત નિઃશ્વાસ લઇ રહ્યો હતો. હીરાનંદનો ભય દૂર થયો. તે ધીમે ધીમે પેલા પુરૂષ પાસે આવ્યો.

એ પુરૂષ કોણ હતો ? હીરાનંદ તેને ઓળખી શકયો નહીં. દીપકનો પ્રકાશ પણ પુરૂષને બરાબર ઓળખવામાં પૂરી સહાય આપી શકે તેમ ન હતું. દીપકનું તેલ ખૂટયું હતું.

બીજી તરફ પથારીમાં પડેલા પુરૂષનો જીવનદીપ પણ ઓલાવાની તૈયારી કરી રહ્યો હતો.

જાળવીને હીરાનંદ પેલા મુમુર્ષુના માથા પાસે બેઠો. તેના કપાળ ઉપર હાથ ફેરવ્યો. વૃધ્ધે આંખ ઉઘાડીને નવા આવનારને ઓળખવાનો પ્રયત્ન કર્યો. પણ તેમાં તે નિષ્ફળ નીવડ્યો. થોડી વાર સુધી બન્ને એક બીજા સામે જોઇ રહ્યા. અંતે મુમુર્ષુએ એક લાંબો નિઃશ્વાસ નાખ્યો અને જાણે પોતાની છેલ્લી ઇચ્છા વ્યકત કરતો હોય તેમ કહ્યું:—" ઠીક થયું, તમે વખતસર જ આવી પહોંચ્યા." ઝુંપડીના એક ખુણા તરફ ઇસારો કરી " ત્યાં ખોદજો, " એથી વધુ કાંઈ તેનાથી બોલી શકાયું નહીં.

વૃધ્ધે આંખો મીંચી લીધી. હીરાનંદ ત્યાંથી ઉઠીને મુમુર્ષુના પગ પાસે બેઠો. પોતાનો કોઇ ઉપકારક હોય એવી શ્રદ્ધાથી તે તેની સેવા કરવા લાગ્યો.

પ્રાતઃકાળ થતાં પહેલાં વૃધ્ધે એક—બે વાર હીરાનંદની સામે જોઇ, કંઇક બોલવાનો પ્રયત્ન કર્યો. પણ હવે તો તેની છેલ્લી ઘડીઓ ગણાઇ રહી હતી. હીરાનંદે પણ મુમુર્ષુની છેલ્લી સેવા કરવામાં લગીરે સંકોચ ન કર્યો.

જનશૂન્ય અરણ્યમાં આશ્રમ બાંધી રહેલો આ વૃદ્ધ પુરૂષ કોણ હશે તે જાણવાને હીરાનંદ ઘણો આતુર હતો. પણ પ્રાતઃકાળ થતાં સુધીમાં વૃદ્ધ ઉપરાઉપરી નિઃશ્વાસને લીધે કંઇ બોલી શકયો નહીં. તેની જીજ્ઞાસા અતૃપ્ત જ રહી. મુમુર્ષુ પોતાના જીર્ણ કલેવરને તજી પરલોકની યાત્રા કરવા ચાલી નીકળ્યો. હીરાનંદે પૂજ્યભાવે ઝુંપડીની પાસે જ તેની છેલ્લી ક્રિયા પૂરી કરી.

"મને લાગે છે કે હવે આપણે ઢાકાની ભૂમિનો મોહ છોડી દેવો પડશે. ઢાકા આજે મનુષ્યરહિત બનતું જાય છે. નવાબના દરબારમાં અને દરબારની બ્હાર એક એક માણસને જોઉં છું ને મને વાઘ, વરૂ, રીંછ કે ચિત્તાનું સ્મરણ થઇ આવે છે. એ નરદેહધારી પશુ ક્યારે વિકરાળ બની, અચાનક થાપો મારશે તે કંઇ કહી શકાય નહીં."

માણેકચંદે બંગાળની રાજધાની ઢાકાની તાત્કાલિક સ્થિતિનું ચિત્ર દોરતાં આ શબ્દો ઉચ્ચાર્યા. તેની સામે બંગાળનો દીવાન મુર્શિદ–કુલી–ખાં નજર નીચી રાખી નિરાંતે બેઠો હતો. બ્હારથી તે જેટલો સ્વસ્થ હતો તેટલો જ અંતરમાં ઉદ્વિગ્ન હતો. માણેકચંદ શેઠની સલાહને આજ્ઞારૂપ માનવાને તે ટેવાયેલો હતો. બન્ને જણા આજે પોતાનો ભવિષ્યનો ક્રમ નક્કી કરવા, ભાગીરથીનાં તીરે આવેલા માણેકચંદ શેઠના વિશાળ પ્રસાદભુવનમાં એકઠા મળ્યા હતા. બન્ને જણ બંગાળની આજની ખટપટ અને કાવાદાવાથી કંટાળ્યા હતા. દિલ્હીના ધ્રૂજતા સિંહાસને તેમને પણ અસ્થિર બનાવી દીધા હતા. બન્ને ઉપર ભાગ્યદેવીની એકધારી કૃપા વરસતી. એક લક્ષ્મીનો લાડકવાયો હતો, તો બીજો સત્તા અને અધિકારની મૂર્તિરૂપ હતો.

હૈદ્રાબાદના મુખ્ય દિવાન તરિકે મુર્શિદ–કુલી–ખાંએ જે કુશળતા અને સાહસ બતાવ્યાં હતાં તેને લીધે દિલ્હીના શહેનશાહ ઔરંગઝેબે તેને બંગાળનો દિવાન નીમ્યો હતો. અજીમુસ્શાન એ વખતે બંગાળનો નવાબ હતો. નવાબ અને મુર્શિદ–કુલી–ખાં વચ્ચે વારંવાર વિચારભેદ થતો.

કોણ જાણે કેમ, પણ મુર્શિદ–કુલી–ખાંએ ઢાકામાં આવતાં જ માણેકચંદ શેઠનું ઉદાર અને સ્નેહાળ અંતર પરખી લીધું. નવાબના અસંખ્ય દરબારીઓ વચ્ચે માણેકચંદ અને મુર્શિદ–કુલી–ખાં જુદા તરી આવતા. રંગરાગ અને આમોદના ઉછળતા તરંગો વચ્ચે પણ તેઓ નિર્લેપ રહી શકતા. આમોદના બ્હારથી દેખાતા મોહક પ્રવાહો નીચે–છેક તળીયે કારસ્થાન, દાવપેચ અને ખટપટ પોતાની ભૂમિકા તૈયાર કરી રહ્યાં હતાં. કોઈ દરબારી કે અધિકારીનું ખૂન એ વખતે મામુલી વાત મનાતી. જે સિંહાસનના પાયામાં જ આવાં કપટ અને પશુતા ભર્યાં હોય ત્યાં પ્રામાણિક કે નીતિપરાયણ રહેવાની હિમ્મત કોણ કરે ?

મુર્શિદ–ખાં અને માણેકચંદ શેઠ આ બધી પાપલીલા નજરે નીહાળતા અને મનમાં સમજી શાંત બેસી રહેતા. એકાંત મળતાં તેઓ પોતાના અનુભવ સરખાવતા, માર્ગ પણ શોધતા.

આજનો પ્રસંગ એવા જ પ્રકારનો હતો. મુર્શિદ–કુલી–ખાં, કોઇ દિવસ નહીં અનુભવેલી આ ખટપટથી ગળે આવ્યો હતો. નવાબની ચંચળતા અને ઇન્દ્રિયાસક્તિ જોઇ તેણે નવાબને સુધારવાની બધી આશા મૂકી દીધી હતી.

"ઘણી વખત એમ થાય છે કે અજીમુસ્શાનને બંગાળની ગાદી ઉપરથી ઉખેડીને ફેંકી દઉં. દિલ્હીની શહેનશાહત પાસે માણસનું મૂલ્ય માત્ર નામનું છે. બંગાળની ગાદી ઉપર અજી-

મુસ્થાન હોય કે મુર્શિદ-ખાં હોય એ બધું સરખું જ છે." મુર્શિદ-કુલી-ખાંની મુસદ્દી આંખ અસ્વાભાવિક આવેગથી વધુ તેજસ્વી બની. માણેકચંદ શેઠ એનો અર્થ સમજી ગયા.

"નવાબનું નામ-નીશાન મીટાવી દેવું એ તમારા જેવા લશ્કરી માણસને રમત જેવું છે. પણ એકવાર તેનાં પરિણામનો વિચાર કરો. નવાબની ગાદી પડાવ્યા પછી તે સહીસલામત રાખી શકશો? દિ-ઉગ્યે ભારતવર્ષના ઉત્તર, દક્ષિણ પ્રદેશોમાંથી જે સમાચારો મળે છે તેજ શું એમ બતાવવાને બસ નથી કે એક મ્હોટો ધરતીકંપ ચાલી રહ્યો છે?"

"એ ધરતીકંપની અસરમાંથી તમે કે હું થોડા જ મુક્ત રહી શકવાના હતા? ઓછામાં ઓછી હાનિ અને વધારેમાં વધારે લાભ મળતો હોય તો પછી શા માટે ન મેળવી લેવો? અને તમે કહો છો તેમ નવાબના દરબારમાં અને બ્હાર પણ કેવળ નરપશુઓ જ વસે છે. મારો એક જ ઉગ્ર દ્રષ્ટિપાત અને આ તલવાર શું તેમને માટે બસ નથી?"

માણેકચંદ શેઠ મુર્શિદ-કુલી-ખાંનો રાજલોભ જોઇ શકયા. અને છેલ્લા થોડા વર્ષો થયાં બંગાળની ગાદી માટે જે જાતનો જુગાર ખેલાતો હતો તે જોતાં માણેકચંદ શેઠને માટે આ વાત તદ્દન નવીન કે આશ્ચર્યજનક ન હતી. દરેકે દરેક મુસલમાન સરદાર, પોતાને શહેનશાહનો સમોવડીયો સમજે છે અને તક મળતાં કોઇ પણ પ્રાંત કે પ્રગણું ગળી જવા માગે છે એ બધી ઉઘાડી રમત હતી. બાદશાહ ઔરંગઝેબનો માનીતો અને તેનીજ રાજનીતિમાં ઉછરેલો મુર્શિદ-કુલી-ખાં જેવો દિવાન તલવારના જોરે બંગાળની ગાદી પચાવી પાડવા તૈયાર થાય એ માણેકચંદ શેઠને બહુ સ્વાભાવિક લાગ્યું.

પણ માણેકચંદે અત્યાર પહેલાં બંગાળની આસમાની સુલતાની જોઇ હતી. તેમણે નાટકના પાત્રોની જેમ નવાબો, વજીરો, દિવાનો અને સરદારોને ચડતા પડતા તથા તરફડી મરતા નીહાળ્યા હતા. મુર્શિદ–કુલી–ખાં જેવો બુદ્ધિશાળી અને વીર પુરૂષ એ રમતનો ભોગ ન બને, ક્ષણિક આવેશમાં આવી જઇ અકાર્ય ન કરી બેસે એ તેને જોવાનું હતું. મુર્શિદ–કુલી–ખાં કદાચ બંગાળનો ઉદ્ધાર કરે, અને તોફાની પવનમાંથી રાજતંત્રને બચાવે એવી તેમને આશા હતી. તલવારના ઝટકે ગુંચવાયેલું કોકડું ન ઉકલે એ જ વાત માણેકચંદ શેઠ મુર્શિદ–કુલી–ખાંને આજે સમજાવવા માગતા હતા.

"પ્રજાને માથે નામનો પણ નવાબ તો જોશે જ. એ નવાબ અજીમુશ્શાન હો કે એનો બાપ હો, ગમે તે હો. જ્યાં સુધી સૈન્યનું બળ તમારી પાસે છે અને મારે ત્યાં બંગાળનું મહેસુલ સંઘરાય છે ત્યાં સુધી આપણે બીજી ચિંતા જ શા સારૂ કરવી? એક વખત ઢાકાનો મોહ મૂકો અને જુઓ કે આ માણેકચંદ, એક જ વરસમાં મુર્શિદ–કુલી–ખાંના અખંડ સ્મરણરૂપ એક મુર્શિદાબાદ ઉભું કરે છે કે નહીં? જ્યાં સંપત્તિ છે, અને પરસ્પરમાં શ્રદ્ધા છે ત્યાં શું અશક્ય છે?"

ગમગીન દીસતા ચ્હેરા ઉપર નવું લોહી ફરી વળ્યું; મુર્શિદ–કુલી–ખાંને પોતાના નામના નગરની કલ્પના અદ્દભૂત લાગી, માણેકચંદ શેઠની સલાહ ધ્યાનપૂર્વક સાંભળી લીધા પછી તે વિચારમુગ્ધ બેસી રહ્યો.

માણેકચંદ શેઠે માન્યું હતું કે મુર્શિદાબાદની કલ્પના ખાં–સાહેબને આંજી દેશે. ઘડીભર એવો ભાસ આવ્યો પણ

મરો; પરંતુ બીજી જ ક્ષણે મુર્શિદ–કુલી–ખાં જાણે દુઃખના કોઇ દરીયામાં ડૂબી જતો હોય એવો દેખાયો. શેઠે તેની આવી સ્થિતિ ઘણીવાર અનુભવી હતી. તેના મ્હોં ઉપરના ક્ષણે ક્ષણે પલટાતા રંગોનો તેણે એક રીતે અભ્યાસ કરી લીધો હતો. અને તે ઉપરથી તેણે નિશ્ચય કર્યો હતો કે મુર્શિદ–કુલી–ખાં જેવા વીર ગણાતા પુરૂષના હૃદયમાં કોઈ એક ઠેકાણે શલ્ય ખૂંચે છે.

" જુઓ, મુર્શિદ–કુલી–ખાંનું માનીતું મુર્શિદાબાદ એક દિવસ બંગાળની રાજધાની બનશે, ગંગાને તીરે એક ટંકશાળ ઉભી થશે. અંગ્રેજો, ફ્રેંચો અને ડચ લોકો પણ તમને કુર્નીશ કરતા તમારા પગ પાસે ખડા રહેશે અને દિલ્હીનો શહેનશાહ તો બીચારો પૈસાનો જ ભૂખ્યો છે. તેને દર વરસે મહેસુલના એક કરોડ ને ત્રીસ લાખ રૂપીયા મોકલું છું તેને બદલે બે કરોડ મોકલીશ અને કહીશ કે મુર્શિદ–કુલી–ખાંના જ પ્રતાપે બંગાળની સમૃદ્ધિ દિનપરદિન વધતી જાય છે. આટલું થાય તો પછી નવાબીની મૃગતૃષ્ણા તમને શા સારૂ જોઇએ ? " માણેકચંદ શેઠે મુર્શિદ–કુલી–ખાંના ઉત્સાહમાં નવું ચેતન પ્રકટાવ્યું. નવાબ કરતાં પણ પોતે દશગણો મહાન્ છે. માણેકચંદ શેઠની બુદ્ધિ તથા સંપત્તિની સહાય હોય તો દિલ્હીનો તાજ પણ માથે મૂકી શકાય એવી મનોરમ મનોરથસૃષ્ટિ તેના ચક્ષુ આગળ ખડી થઇ.

માણેકચંદ શેઠની શક્તિ ઉપર મુર્શિદ–કુલી–ખાંને પ્રથમથી જ વિશ્વાસ હતો. તેમની સત્યપરાયણતા અને સાહસિકતા પણ તેનાથી અજાણી ન હતી. નવાબના ભર્યા દરબારમાં આ જ એક માણસ છે એમ તે શ્રદ્ધાથી માનતો. તે જ દિવસે બન્નેએ ઢાકાની પ્રપંચી રંગભૂમિ તજી જવાનો નિશ્ચય કર્યો. ઢાકાવાસી કોઇ એ ફેરફારનો અર્થ સમજી શક્યું નહીં.

માણેકચંદ શેઠના અતુલ વૈભવે, ગંગાના પૂરની સાથે સ્પર્દ્ધા કરતા તેમના ધનપ્રવાહે, ભાગીરથીના કાંઠે જોતજોતામાં મુર્શિદાબાદ ઉભું કરી દીધું.

આટલે દિવસે હીરાનંદની તપશ્ચર્યા ફલીભૂત થઇ. નાગોરથી નિઃસહાય નીકળેલા હીરાનંદનો પુત્ર, બંગાળ અને દિલ્હીના રાજતંત્રમાં એક તેજસ્વી નક્ષત્રની જેમ પ્રકાશી રહ્યો. ભલભલા નવાબો, દિવાનો, સરદારો અને અંગ્રેજી કંપનીના આગેવાનો તેની સલાહ અને કૃપા માટે ઝંખતા. હીરાનંદે જે સ્વપ્નસૃષ્ટિ રચી હતી તે માણેકચંદે યથાર્થ કરી બતાવી. અઢારમી સદીના બંગાળના ઇતિહાસમાં જગતશેઠની જોડીનો કોઈ બીજો પુરૂષ જડતો નથી. ગરીબ પિતાનો એ કુબેરભંડારી સમો પુત્ર, અલક્ષપણે બંગાળ, બિહાર ને ઓરીસાનો ભાગ્યવિધાતા બની રહ્યો.

હીરાનંદને બીજા પાંચ પુત્રો તથા એક પુત્રી હતી. એક માણેકચંદ અને તેની બ્હેન ધનબાઇ સિવાય જગતશેઠની વંશાવલી લગભગ મૌન છે. ચંદ્રના તેજમાં તારકતેજ જેમ નિષ્પ્રભ જણાય તેમ માણેકચંદ અને બ્હેન ધનવતીના તેજમાં બીજા ભાઇઓ આચ્છાદિત થઇ ગયા હોય એ સંભવિત છે. જગતશેઠના વંશજોએ ઇતિહાસના અઢારમા સૈકામાં, હિંદુસ્થાનના દૂર દૂરના પ્રદેશોમાં જે શરાફી પેઢીઓ ખોલી હતી અને એ પેઢીઓના પ્રતાપે જગતશેઠો જે રાજદ્વારી સન્માન, હક્ક અને ગૌરવ ભોગવતાં હતાં તેમાં માણેકચંદ શેઠના ભાઇઓનો પણ પૂર્ણ સહકાર હોવો જોઇએ. કેટલાય આત્મભોગો ઇતિહાસના પાનાનો આશ્રય મેળવી અમર બની શકતા નથી. હીરાનંદના બીજા પુત્રોનો નિરવ આત્મભોગ નીરખી ઇતિહાસ આનંદમુગ્ધ બની થંભી ગયો હોય એમ કાં ન બને ?

( ૩ )

માણેકચંદ શેઠની યોજના ફળી. ઢાકાને બદલે મુર્શિદાબાદ બંગાળની રાજધાની બન્યું. અઝીમુશ્શાન માત્ર નામનો જ નવાબ રહ્યો. મુર્શીદ-કુલી-ખાં અને માણેકચંદને બંગાળ, બિહાર અને ઓરીસાની પ્રજાએ વિના અભિષેકે સર્વોપરી સત્તાધિકારી સ્થાપ્યા. જાગીરદારોના ખેડુતો ઉપરના જુલમો ઓછા થતા ચાલ્યા. પૈસાની ખાતર ગરીબ રૈયત ઉપર ગુજરતા અત્યાચારો માણેકચંદ શેઠ પોતે જાતે દૂર કરવા લાગ્યા.

પણ આ સ્થિતિ લાંબો વખત ન ટકી. જ્યાં ચોતરફ દાવાનળ સળગી રહ્યો હોય ત્યાં આ બે અધિકારીઓ શું કરી શકે ? અંગ્રેજો, ફ્રેંચો, વલંદાઓ અને સત્તાલોલુપી મુસલમાનો તથા હિંદુઓ બંગાળનું જળોની જેમ લોહી ચૂસતા હતા. શરૂઆતમાં મુર્શિદ-કુલી-ખાંએ માણેકચંદ શેઠને, બંગાળની સ્થિતિ સુધારવામાં પૂરતો સાથ આપ્યો. પણ અંતે તે કંટાળ્યો. તેની નજર આગળ અંધકાર તરી રહ્યો. તે સમજ્યો કે જ્યાં સુધી દિલ્હીની શહેનશાહત સ્થિર ન થાય, વલંદા વેપારીઓ રૂપી ગીધનાં ટોળાં ન ટળે ત્યાં સુધી બંગાળનું રાજતંત્ર નખશીખ ન સુધરે. બે-ચાર અહીં તહીં થીગડા મારવાથી થોડો સંતોષ કદાચ મેળવી શકાય, પણ એમાં જે શક્તિનો વ્યય થાય છે તેની સરખામણીમાં એ સંતોષની કંઈ વધુ કીમ્મત ન અંકાય.

આ નિરાશાનું એક બીજું પણ કારણ હતું. મુર્શિદ–કુલી–ખાં અપુત્રક હતો. બંગાળને બચાવ્યા પછી, બંગાળની સમૃદ્ધ અને રસાળ ભૂમિનો અધિકારી કોણ ? એ ચિંતા તેને નિરૂત્સાહ બનાવી દેતી. માતૃભૂમિ જેવી કોઇ વસ્તુ તેની કલ્પનામાં આવી શકે તેમ ન હતું. તે મુસલમાન હતો એટલે જ માતૃભૂમિની ચિંતાથી વિમુખ રહેતો એમ માનવાનું પણ કંઈ કારણ નથી. તે જન્મથી જ વિચિત્ર સંયોગોમાં ઉછર્યો હતો. તેને જેમ ભવિષ્યકાળ અંધકારમય લાગતો તેમ ભૂતકાળ પણ એટલો જ અગમ્ય અને તિમિરાચ્છાદિત ભાસતો.

કેટલીકવાર તે માણેકચંદ શેઠની સાથે વાત કરતાં અન્યમનસ્ક બની જતો. ભવિષ્યની કલ્પના કરતાં ઉષ્ણ નિઃશ્વાસ મૂકતો. દીલનું દર્દ તે કોઇની પાસે ખુલ્લું કરી શકતો નહીં. માણેકચંદ પણ એ વિષે સીધો સવાલ પૂછવા જેટલી હિમ્મત કરી શકતા નહીં.

અંગ્રેજ ઇતિહાસકારોએ તેને બીજા ટોડરમલ્લના વિશેષણથી વધાવ્યો છે. માણેકચંદ શેઠની અદૃશ્ય શક્તિ અને બુદ્ધિ તેમાં મુખ્ય ભાગ ભજવી રહી હતી. મહેસુલી વહીવટ સર્વને અનુકૂળ તથા સુખરૂપ બને તે સારૂ માણેકચંદ શેઠની સલાહ પ્રમાણે મુર્શિદ–કુલી–ખાંએ બંગાળને જૂદા જૂદા ભાગોમાં વહેંચી નાખ્યું હતું. હિંદુ તથા મુસલમાનના ભેદ લગભગ ભુંસાઇ ગયા હતા. યોગ્યતા અને ક્ષમતાનો જ આદર થતો હતો.

આગ્રા અને દિલ્હીમાં જ્યારે રાજક્રાંતિ જોસભેર ચાલતી હતી તે વખતે બંગાળ ને બિહાર મુર્શિદ–કુલી–ખાંની ક્ષમતાને પ્રતાપે જ લગભગ સ્વસ્થ રહી શકયા. અંગ્રેજ વેપારીઓ જે વખતે કુટીલ નીતિને અવલંબી કર્ણાટક, મદ્રાસ અને સુરત

વિગેરેમાં કોઠીઓ સ્થાપી, ભૂમિનો કબજો લઈ રહ્યા હતા તે વખતે માત્ર મુર્શિદ-કુલી-ખાંએ પોતાના બાહુબળે તેમને બંગાળની બહાર રાખ્યા.

એટલામાં ફરૂખસીઅર અણધાર્યો દિલ્હીના તખ્ત ઉપર ચઢી બેઠો. બહાદુરશાહનો પુત્ર જહાંદારશાહ, જે ગાદીનો વારસ હતો તેનું ખૂન થયું. મોગલ-સામ્રાજ્યનો સૂર્ય અસ્તાચળે ઢળતો હતો તે વધુ વેગથી નીચે ખેંચાતો ચાલ્યો. સૈયદ ભાઈઓ પણ સામ્રાજ્યને તળીયે લઈ જવામાં પોતાનો પાપ-ભાર વધારી રહ્યા, એ ભાઈઓને લીધે મોગલ સલ્તનતની આસપાસ પ્રપંચજાળ પથરાઈ.

બાદશાહ ફરૂખસીયર એક રાજપુત કન્યાને પરણવા માગતો હતો. પણ લગ્નને આગલે દિવસે જ તે બીમાર થયો. કોઈ રાજવૈદ્ય એ રોગ મટાડી શક્યું નહીં. ફરૂખસીયરે દિલ્હીના તખ્ત ઉપર ભાગ્યે જ એક વરસ વીતાવ્યું હશે ત્યાં તો યમનો સંદેશ તેણે સાંભળ્યો. લગ્નની પળોમાં મૃત્યુની કરાળ પાંખ ઉપર બેસી ઉડી જવાનું કોને દીલ થાય? સ્વાસ્થ્યની ખાતર તે પોતાનું સર્વસ્વ આપી દેવા તૈયાર હતો. એટલામાં અંગ્રેજ કંપનીનો હેમીલ્ટન નામનો એક હકીમ બાદશાહને ભેટ્યો. તેણે ફરૂખસીયરને પથારીમાંથી હરતો-ફરતો કર્યો. હેમીલ્ટને પોતાની મહેનતના બદલામાં બંગાળના નદી કીનારેના થોડાં ગામ, ઇનામ રૂપે માગ્યાં. રાજપૂત કન્યાના રૂપથી ઉન્મત્ત બનેલો અને નવા જીવનના કેફમાં આંધળો બનેલો શહેનશાહ, હેમીલ્ટનને કોરા કાગળ ઉપર સહી આપવા તૈયાર થયો. તેણે ગંગાના કીનારા ઉપર આવેલાં દસ-દસ ગાઉ સુધીના વિસ્તારવાળા ચાલીસ પરગણાં અંગ્રેજ શેઠીને સોંપવા બંગાળના દિવાન મુર્શિદ-કુલી-ખાંને ફરમાવ્યું.

જગત
શે
ઠ

અંગ્રેજ-ફ્રેંચ અને વલંદા વ્યાપારીઓનાં તરકટો હવે કોઇથી છુપા રહી શકયાં ન હતાં. મુર્શિદ-કુલી-ખાં અને માણેકચંદ શેઠ જેવા કુશળ પુરૂષો તો એમની દરેક રમતનું રહસ્ય પામી ગયા હતા. બંગાળ વ્યવસ્થિત થાય તે પહેલાં જ કંપની રૂપી અજગરના ગળામાં જઇ પડે એ મુર્શિદ અને માણેકચંદ શેઠને આપઘાત જેવું લાગ્યું. મુર્શિદ-કુલી-ખાં બાદશાહના ફરમાન સામે પણ અડગ રહ્યો. તેણે બાદશાહને લખી મોકલ્યું કે બંગાળનો દિવાન, બંગાળની ભૂમિની એક તસુ પણ પરદેશી વેપારીને સોંપવા નાખુશ છે, અને બીજી તરફ બંગાળના જમીનદારોને પણ કહી દીધું કે શહેનશાહનું ફરમાન છૂટે તો પણ કોઇએ અંગ્રેજ વેપારીને જમીનનો કટકો સરખો પણ ન આપવો.

અંગ્રેજ પેઢીના અધિકારીઓ મુર્શિદાબાદના રાજતંત્રમા માણેકચંદ શેઠનો કેટલો પ્રભાવ છે તે બહુ સારી રીતે જાણતા હતા. તેમણે માણેકચંદ શેઠને સમજાવી, શહેનશાહનું ફરમાન માન્ય રખાવવા આગ્રહ કર્યો. મુર્શિદ-કુલી-ખાંને શેઠ વિના બીજું કોઇ સમજાવી શકે એમ ન હતું. અંગ્રેજ વેપારીઓએ વ્યાપારના વિસ્તાર સાથે બંગાળની ઋદ્ધિ સમૃદ્ધિ કેટલી બધી વધશે તે સંબંધી સુંદર ચિત્રો માણેકચંદ શેઠ આગળ દોરી બતાવ્યાં. મુર્શીદ-કુલી-ખાંની જેમ માણેકચંદ શેઠે મી. હેમીલ્ટનને સાફ ના તો ન સંભળાવી; પણ એ વિષયમાં પોતાથી બનતું કરવાનું આશ્વાસન આપ્યું.

ખરૂં જોતાં વિદેશી વેપારીઓનાં શૂળ, આ દેશના વૈશ્યોના દીલમાં જ ભોંકાવાનાં હતાં, એમ સમજવા છતાં માણેકચંદ શેઠે અંગ્રેજ પેઢીનાં આંસુ લૂછયાં, એનું કારણ સ્પષ્ટ હતું

એ વખતે કોઇની શહેનશાહત, કોઇની નવાબી કે કોઇની દિવાનગીરી સ્થિર કે કાયમી ન હતી. આખા દેશમાં ઉથલ-પાથલ ચાલતી હતી. આવા સંજોગોમાં અંગ્રેજોને ખુલ્લા શત્રુ બનાવવાનું માણેકચંદ શેઠે પસંદ ન કર્યું. ફરૂખસીયરનો અમલ કેટલો નબળો છે અને અંગ્રેજોને રાજી રાખવા જતાં ફ્રેંચ અને વલંદાની વ્યાપારી પેઢીઓ કેટલી ઉશ્કેરાશે તે સમજાવી બાદશાહનાં ફરમાનને દબાવી દેવાની તેમની ધારણા હતી.

આ વાત બાદશાહ ફરૂખસીયર પાસે પહોંચી. મુર્શિદ-કુલી-ખાંની ઉદ્ધતાઇ સાંભળી તે ક્રોધથી લાલચોળ બની ગયો. ફરૂખસીયર જ્યારે રખડતો હતો ત્યારે દિલ્હીનું સિંહાસન મેળવવામાં માણેકચંદ શેઠે જ પૈસાની મદદ કરી હતી. મુર્શિદ-કુલી-ખાં અને માણેકચંદ શેઠની વચ્ચે ફરમાનના અમલ વિષે મતભેદ છે એમ પણ તે અંગ્રેજ વેપારીઓ મારફત જાણી શક્યો હતો. તેને માણેકચંદ શેઠનો ઉપકાર વાળવાની અને મુર્શિદ-કુલી-ખાંને સજા કરવાની તક મળી.

શહેનશાહનું બીજું ફરમાન છૂટયું. તેમાં મુર્શિદ-કુલી-ખાંને દિવાનપદ ખાલી કરવાની અને શેઠ માણેકચંદને તે સ્થાને સ્થાપવાની સ્પષ્ટ ઉદ્ઘોષણા હતી. તે સાથે શેઠ માણેકચંદને અને તેમના વંશજોને "જગત્ શેઠ" ની પદવીથી વિભૂષિત કરવાની શહેનશાહે પોતાની ઇચ્છા દર્શાવી હતી.

માણેકચંદ શેઠને જ્યારે આ ફરમાન મળ્યું ત્યારે તેમની અજાયબીનો પાર ન રહ્યો. જે વખતે હિંદુઓનાં જીવન અને ધનમાલની પણ પૂરેપૂરી સહીસલામતી ન હતી, ઝનુની અમલદારો જે વખતે હિંદુ ધનિકોની આબરૂ અને મીલ્કત લૂંટવામાં ઇસ્લામના આદેશનું પાલન સમજતા હતા, તે વખતે

દિલ્હીનો શહેનશાહ એક જૈનને સમસ્ત બંગાળનો દિવાન અથવા સૂબો નીમે એ એક અદ્દભૂત ઘટના હતી. એ વાત ખરી છે કે અધિકારીઓનાં આસન એટલાં ડોલાયમાન રહેતાં કે અધિકારની સાર્થકતા સાધવાની ઘડી સાંપડે તે પહેલાં જ તેમને પૃથ્વી ઉપર પછડાવું પડતું. એટલું છતાં પદવી અને ઋદ્ધિનો મોહ કોઇ મૂકી શકતું નહીં. જગતશેઠની પરિણામદર્શી બુદ્ધિને આ ફરમાનનું પરિણામ કળાયું. શહેનશાહનું કેટલું ઉપજાણ છે અને મુસલમાન અધિકારીઓની વચ્ચે સૂબાગીરી સાચવી રાખવામાં કેટલું જોખમ છે તે તેઓ કળી ગયા. છતાં પ્રાપ્ત થએલો આધકાર વ્યર્થ જવા ન દેવો એવો નિશ્ચય કર્યો. મુર્શિદ-કુલી-ખાં, ગમે તેમ પણ પોતાનો મિત્ર હતો. બંગાળભૂમિના કલ્યાણાર્થે જ તે બાદશાહની વિરૂદ્ધ પડ્યો હતો અને મુર્શિદ-કુલી-ખાં ન હોય તો અત્યારે બંગાળ નરપશુથી ભરેલા ભયંકર અરણ્ય જેવું બની જાય એ પણ ઉઘાડી વાત હતી. પરંતુ બાદશાહનો ક્રોધ કઇ રીતે શાંત કરવો, સૂબાગીરીનો અનાદર કરવા છતાં ફરૂખશીયરની આજ્ઞાનું સન્માન શીરીતે વધારવું અને બીજી તરફ મુર્શિદ-કુલી-ખાં જેવા પુરૂષને કઇરીતે રાજી રાખવો એ જગતશેઠ-માણેકચંદને એક મ્હોટો પ્રશ્ન થઇ પડ્યો.





( ૪ )

ફરૂખશીયરનું ફરમાન મુર્શિદ-કુલી-ખાંને મન એક ઉલ્કાપાત હતો. તેની અને માણેકચંદ શેઠની મૈત્રી ગમે તેટલી શ્રદ્ધાભરી અને અચળ જેવી દેખાતી હોય તોપણ આ આખાયે કારસ્થાનમાં માણેકચંદ શેઠનો જ હાથ હોવો જોઇએ એમ તે પોતાના મનને મનાવવા પ્રયત્ન કરી રહ્યો. જે દરબારોમાં પળે પળે પ્રપંચના પાસા ફેંકાતા હોય ત્યાં માણેકચંદ શેઠ કયાં સુધી વિમુખ રહી શકે ? ધન, સંપત્તિ અને રાજના લોભે એક વેપારી પોતાનું હૈયું કયાં સુધી સાબૂત રાખી શકે ? માણેકચંદ શેઠે પોતે આ કાવતરૂં ન રચ્યું હોય તો બાદશાહ બીજા કોઇની નહીં અને બંગાળના સુબા તરિકે માણેકચંદની જ શા સારૂ પસંદગી કરે ? અંગ્રેજ વણિકો કરતાં પણ હિંદુ વેપારી વધુ કાવતરાખોર હોઇ શકે છે. ફુલની શય્યામાં સૂતેલા પુરૂષને અચાનક સર્પ ડંશે તેમ મુર્શિદ-કુલી-ખાંનું અંતર આ આકસ્મિક ફરમાનથી ધ્રુજી ઉઠયું.

ઢાકાની રાજધાની બદલવામાં અને મુર્શિદાબાદ વસાવવામાં પણ એજ માણેકચંદ મુખ્ય પ્રેરક હતો. બંગાળની જમાબંધી વ્યવસ્થિત કરવામાં અને દૈયતની શાંતિ સારૂ મુર્શિદની પડખોપડખ બેસી ઉજાગરા સેવવામાં પણ એનો એજ માણેકચંદ

હતો. છતાં આજે તે પાપના પ્રલોભનમાં પડ્યો. ખુલ્લી રીતે તેણે બંગાળની સુબેદારી માગી હોત તો શું મુર્શિદ-કુલી-ખાં એક ઘડીનો પણ વિલંબ કરત ? અને આ નામમાત્રની નવાબીમાં એવી કઇ વસ્તુ છે કે સમજદાર માણસ તેને તજવામાં આનાકાની કરે ? બાદશાહો નામના છે, નવાબો નામના છે; એ બધાની પાછળ કોઇ જૂદી જ વ્યક્તિ અને જૂદી જ સત્તા કામ કરી રહી છે. આજે તો ખરેખરા કાર્યદક્ષ કોઇ હોય તો અંગ્રેજ વેપારીઓ છે. એ વેપારીઓ જ રાજતંત્રને સ્વેચ્છા પ્રમાણે ચલાવી રહ્યા છે. માણેકચંદ પણ શું અંગ્રેજ વેપારી જેવો સ્વાર્થી અને દગાબાજ નીવડ્યો ?

મુર્શિદ-કુલી-ખાંના પ્રાસાદભુવનના પગ પખાળતી ભાગીરથી વહેતી હતી. સારી વિશ્વપ્રકૃતિ સ્તબ્ધ બની એ કલકલનાદ સુણતી. મુર્શિદ-કુલી-ખાં આજે એ તરફ બેપરવા હતો. તેણે ભાગીરથીના કલકલ શબ્દમાં પણ કોઇ નિરાશ મિત્રના કરૂણ રૂદનસ્વર સાંભળ્યા. બાગના પુષ્પોની સુવાસ વહેતો વાયુ પણ જાણે પ્રપંચની બદબોથી ભરેલો હોય એવો ભાસ થયો.

તે બંગાળ ને બિહારનો સ્વામી હોવા છતાં, તેને ઘર કે કુટુંબ જેવી કોઇ વસ્તુ ન હતી. તેની વીરતા અને બુદ્ધિ જેટલી કેળવાયેલી હતી તેટલું તેનું અંતર સ્નેહ કે વાત્સલ્યથી ભીંજાયું ન હતું. તેના માતાપિતા કોણ હતા અને આજે ક્યાં હશે તે પણ પૂર્વભવના જેવું જ રહસ્યમય બની ગયું હતું. તેને માત્ર એક જ પુત્રી હતી. તે દાસ-દાસીઓ વચ્ચે ઉછરતી. મુર્શિદ-ખાંએ તેની ચિંતા લગભગ મૂકી દીધી હતી.



મુર્શિદ-ખાં પ્રાસાદભુવનના આ ભાગમાં ભાગ્યે જ આવતો. તે મ્હોટે ભાગે અધિકારીઓ અને જમીનદારોથી વીંટળા-

રહેતો રહેતો. આજે તે એકલો પડયો હતો, ગૃહ શૂન્ય ભાસ-વાથી તે નદી કીનારા ઉપરના પોતાના બાગમાં જરા આરામ લેવા આવ્યો હતો. તેને આજે જેટલા આરામ અને આશ્વાસનની જરૂર હતી તેટલી કોઇ દિવસ નહીં પડી હોય.

અંતઃપુરમાંથી સાંઝના વખતે આમોદ અર્થે બ્હાર ફરવા નીકળેલી ત્રણ કન્યાઓએ અચાનક મુર્શિદ–ખાંની હાજરી બાગમાં જોઇ અને જાણે કે પાંજરામાંથી છુટી ગએલો વાઘ બાગમાં ટહેલતો હોય એવા ભયથી બે મુસલમાન કન્યા ત્યાં જ ક્યાંઈ છુપાઇ ગઇ.

એક કન્યા ધીમે ધીમે સંકોચાતા પગલે મુર્શિદ–ખાં પાસે પહોંચવાનો પ્રયત્ન કરી રહી. જ્યોત્સ્નાના પ્રકાશમાં મુર્શિદ–ખાંએ જોયું તો મરતી વખતે માતાએ મૂકેલી નિરાધાર બાલિકા આજે યૌવનને ઉંબરે આવી ઉભી હતી. સોળ સોળ વરસની વસંતની છાપ તેના અંગે અંગે આળેખાઇ હતી. સુકુમાર યૌવનની પ્રતિમા સમી તે, મુર્શિદ–કુલી–ખાંની બરાબર સામે આવી ઉભી રહી. તેની આંખોમાં, પોતાની સ્વર્ગવાસે પામેલી પ્રિયતમાનું આબાદ પ્રતિબિંબ મુર્શિદ–ખાં ઘડીભર જોઇ રહ્યો.

માણેકચંદ શેઠના વિષયમાં વિચારો અને શંકાથી વલોવાતું હૃદય જુદે જ પાટે ચડયું. તેને પોતાનો ભૂતકાળ યાદ આવ્યો. ઔરંગઝેબના અંતઃપુરમાં જતી–આવતી એક ઉમરાવની પુત્રી સાથે કેવી રીતે પ્યાર બંધાયો અને બાદશાહના જાણવામાં આવતાં તે કેટલો રોષે ભરાયો, એટલું જ નહીં પણ તે પછી હિંદુજાતિના ઇતિહાસમાં કેવી જાતનું એક કલંક ઉમેરાયું તે બધું તેના સ્મરણપટ ઉપર તરી આવ્યું. તે જાણે સ્મૃતિપટને બે હાથથી ભૂંસી નાંખતો હોય તેમ આંખ આડો

હાથ ધર્યો. પશ્ચાત્તાપની એક તિવ્ર જ્વાળા તેના આખા દેહને કંપાવતી પસાર થઇ ગઇ.

"બાપુ, અમે ન્હોતું જાણ્યું કે આપ અહીં હશો. રોજ અમે આ તરફ ફરવા આવીએ છીએ." પિતાના સ્નેહથી અજાણી કીશોરીએ ક્ષમાના સ્વરોમાં કહ્યું.

એ સ્વરોમાં પણ પચીસ વરસ ઉપર સાંભળેલા સુરની મીઠાશ રમી રહી. તે જ્યારે યુવાન હતો અને પોતાના આશ્રયદાતાને ત્યાં ઉછરતો હતો ત્યારે કંઇક આજ પ્રકારના સુરના ઘેનમાં તે આખી રાત જાગતો બેસી રહેતો. સામે ઉભેલી કન્યા અને તેની માતામાં આટલું અસાધારણ સાદશ્ય જોઇ વર્તમાનકાળ ભૂલી ભૂતકાળની અંધારી–છતાં આજે ઉજળી ભાસતી દુનીયામાં વિહરી રહ્યો.

ફરૂખશીયરના ફરમાનથી સંતાપ પામેલો, માણેકચંદ શેઠથી ખીજાયેલો અને ઉંમરે પહોંચેલી કન્યાને જોઈ ચિંતાતુર બનેલો બંગાળનો સુબો કેટલીકવારે ત્યાંથી ઉઠયો. એકજ દિવસમાં તેને પચીસ વરસનો થાક લાગ્યો હોય તેમ અતિ ધીમે પગલે પોતાના દિવાનખાના ભણી ચાલ્યો. પુત્રી પણ પિતાની પાછળ ચાલી.

દિવાનખાનામાં દાખલ થતાં જ મુર્શિદ–ખાંએ માણેકચંદ શેઠને સ્વસ્થપણે બેઠેલા જોયા, જેની:સાથે પ્રપંચ રમાયો છે તેના જ ઘરમાં દગાબાજ આટલી શાંતિથી એકલો બેસી શકે એ તેને અશક્ય લાગ્યું. તેણે આઘે રહીને શેઠની મુખમુદ્રાનું બરાબર નિરીક્ષણ કર્યું. એજ શાંતિ, એજ નિષ્કપટ પુણ્યપ્રભાવ અને એજ મૈત્રીના ભાવો તેના વદન ઉપર લહરતા હતા.

વિશ્વાસઘાત આટલો શાંત અને સ્વસ્થ ન હોઇ શકે. આવતી કાલે જેની પાસેથી બંગાળનું સિંહાસન ઝુંટવી લેવાનું છે, તેના ઘરમાં તેનો જ પ્રતિસ્પર્ધી આ રીતે એકલો અને શસ્ત્રહીન ન આવે. પરંતુ બ્હારની દેખાતી ભદ્રિકતા એ પણ રમતનો એક પ્રકાર ન હોઇ શકે ? મુર્શિદ-ખાંનું વીર હૃદય મુંઝાયું.

"બાપુ, મને રજા છે ?" આજ્ઞા માગતી હોય તેમ અતિ દીનભાવે પુત્રીએ પૂછ્યું.

મુર્શીદ-ખાંએ જરા વિચાર કર્યો અને કહ્યું "તારી પણ જરૂર પડશે. આજે આ માણેકચંદ શેઠ અને તારી પાસે બધો હીસાબ સમજી લેવાનો છે." પણ કંઇક બીજો તર્ક આવતાં તેણે પોતાનો નિશ્ચય ફેરવ્યો. "કંઇ નહીં, તું જઈ શકે છે."

પિતા-પુત્રી વચ્ચેની વાતચીત સાંભળી માણેકચંદ શેઠ મુર્શિદ-ખાંની સામે આવ્યા અને હંમેશ પ્રમાણે સલામ ભરી ઊભા રહ્યા.

"આજે તો આપ મને સલામ કરો છો, પણ આવતી કાલે મારાં જેવા સેંકડો અધિકારીઓ આપના ચરણમાં પોતાનાં શિર ઝુકાવશે. આવતી કાલે આપ બંગાળના શાસક બનશો. બાદશાહ ફેરૂખસીયરનું એજ ફરમાન છે."

માણેકચંદ શેઠને માટે આ વાત નવીન ન હતી. તેમના મ્હોં ઉપરની એક રેખા પણ ન બદલાઈ. કુતુહળ અને હાસ્યની દીપ્તિ તેમના વદનમંડળ ઉપર ખીલી ઉઠી.

"ગઇ કાલે ન હતો, આજે નથી, અને આવતી કાલે જ ફેરૂખસીયરના ફરમાનથી બંગાળનો શાસક બનીશ એમ કોણ

કહે છે ? મુર્શિદ-ખાં અને માણેકચંદ વચ્ચે ભેદ ક્યાં છે ? મેં જ્યારે જ્યારે મુર્શિદ-ખાંને સલામ ભરી છે, ત્યારે ત્યારે હું પોતે મને પોતાને સન્માનતો હોઉં એમ જ માન્યું છે."

મુર્શિદ-ખાંનો આશંકારૂપી અંધકાર, માણેકચંદ શેઠના સરળ હાસ્ય અને સ્વાભાવિક ગાંભીર્ય પાસે ઓગળતો હતો. તેની ઉપર આથી તિવ્ર કિરણ પડયાં. મુર્શિદ-ખાંના અંતરમાં જુની મૈત્રીનો પુનઃ અરૂણોદય થયો.

"તો પછી બાદશાહ ફરૂખસીયર આપને જ બંગાળના સુબા તરીકે શા માટે નીમે છે ?" મુર્શિદ-ખાંએ સીધો સવાલ પૂછયો.

"બાદશાહ ફરૂખસીયર ? દિલ્હીનો શહેનશાહ ?" માણેકચંદ શેઠ કટાક્ષ કરતાં મોટેથી હસ્યા.

"મુર્શિદ-ખાં ? શહેનશાહ એ વસ્તુ તો ક્યારની યે ભુંસાઇ ગઇ છે. બાકી તેની છાંયા આજે તખ્ત ઉપર પડી રહી છે. ભૂલેચૂકે એ માયાને સાચી શહેનશાહત ન માનશો. ગરોળીની પુંછડી કપાઇ ગયા પછી પણ થોડીવાર તરફડે છે. એમાં જીવ નથી હોતો. આજે મોગલ શહેનશાહતની લગભગ એવી જ દશા છે. જે માણસ ગાદીના ખરા હક્કદારનું ખૂન કરે છે અને બે સૈયદ ભાઇઓની કૃપાથી પુતળાની જેમ નાચે છે તેને જો શહેનશાહ કહેવાતો હોય તો પણ હું તેના ખુનથી રંગાયેલા હાથની ભેટ સ્વીકારવા ખુશી નથી. મારો અંતરાત્મા તેને બાદશાહ માનવાની સાફ ના પાડે છે."



"જગતશેઠ, તમારી ઉપર બાદશાહની પસંદગી ઉતરી છે. રાજકાજમાં પગલે પગલે પ્રામાણિકતા કે નીતિશાસ્ત્રનાં

સિદ્ધાંત ન તપાસાય. બધાં નીતિસૂત્રો–સિદ્ધાંતો અવકાશ મળે ત્યારે વિચારજો. અધિકાર પદેથી, મારી જેમ નીચે ઉતરો ત્યારે મહેલમાં બેઠાં બેઠાં પાપ-પુણ્યની ચર્ચા કરજો. આજે બંગાળનું રાજ્ય ભોગવો, દુશ્મનોને દબાવો અને નીતિ કે પરલોક જેવી કોઈ ચીજ હૃદયને પીડતી હોય તો તેને પણ ઉખેડીને ફેંકી દ્યો." મુર્શિદ-ખાંએ માણેકચંદ શેઠને બંગાલની ગાદી માટે લલચાવવાની અને રાજનીતિની તાલીમ આપવા માંડી.

"બંગાળની સુબાગીરી મારામાં અધિક શું ઉમેરી શકે એમ છે ? સારી યે મોગલ–સલ્તનતમાં એવી કઇ વસ્તુ છે કે જે સોનામ્હોર અથવા રૂપીયાથી ન ખરીદી શકાય ? અને ગંગાને કાંઠે જ્યાંસુધી મારૂં મહિમાપુર હૈયાત છે અને મહિમાપુરની ટંકશાળ આબાદ છે ત્યાંસુધી મારા વૈભવ, મારી સત્તા કે મારા વ્યાપારની સામે ઉંચી આંગળી કરવાની પણ હિમ્મત કોણ કરી શકે એમ છે ? ફુરૂખસીયર પોતે જ એક દિવસે યાચકની જેમ રૂપીયાની ભીખ માગતો આ શેઠને આંગણે ન્હોતો આવ્યો ? આજે એ બાદશાહ બન્યો છે; પણ હું બરાબર માનું છું કે અમારા ધનથી જ એ રાજમુકુટ ખરીદી શક્યો છે અને જે ઘડીએ આપણે નાણાં મોકલવાનું મોકૂફ કરીએ તે ઘડીયે જ તેનો મુકુટ તેના માથેથી ખસી પડવાનો. રાજ-કાજમાં નીતિ અનીતિના વિચારને ભલે સ્થાન ન હોય, પણ અમારા વ્યાપાર અને વહેવાર તો એની ઉપર જ નભે છે. વેપારી જો પોતાની નીતિ ભૂલે તો બીજી જ પળે તે જડ-મૂળથી ઉખડી જાય."

"ત્યારે શું તમે ફરમાનને પાછું વાળશો ?" મુર્શીદ-ખાંની આંખ આશા અને આનંદથી ચમકી રહી.

“ એવી ખૂબીથી પાછું વાળીશ કે ફરૂખસીયરને જરાય અપમાન ન લાગે, એટલું જ નહિ પણ મુર્શિદ–કુલી–ખાં જેવો ઉસ્તાદ, બાહોશ અને સલ્તનતનો અસાધારણ હિતૈષી બીજો કોઇ નથી એવી તેને પાકી ખાત્રી થયા વિના ન રહે.” **માણેકચંદ** શેઠે આ શબ્દો એટલા આત્મવિશ્વાસથી ઉચ્ચાર્યા કે મુર્શિદ–કુલી–ખાં જાણે બીજીવાર **બં**ગાળના સિંહાસને બેસતો હોય એવો ભાસ થયો.

**માણેકચંદ** શેઠે વધુમાં ખુલાસો કરતાં કહ્યું:–“ બાદશાહને હું લખી જણાવીશ કે આપનો હૂકમ હું માથે ચડાવું છું, અને મને મળેલી **બં**ગાળની સુબાગીરી હું ફરીવાર મુર્શીદ–કુલી–ખાંના મસ્તકે મૂકું છું. મારા કરતાં પણ મુર્શિદ–કુલી–ખાંને હું વધુ યોગ્ય માનું છું. આ પ્રકારનો મારો એકરાર અને અરજ શું બાદશાહ કબૂલ નહીં કરે? એક હિંદુ ઉઠીને પોતાની સત્તા મુસલમાન અધિકારીને રાજીખુશીથી સોંપવા તૈયાર થાય ત્યારે શું તેને ઓછો આનંદ થશે? મોગલ સામ્રાજ્યના ઇતિહાસમાં આ પ્રસંગ સોનેરી અક્ષરે નોંધાશે. ફરૂખસીયરને પણ થશે કે પ્રપંચથી છવાયેલા ઘોર અંધકારવાળા વાતાવરણમાં મુર્શિદ–ખાં અને **માણેકચંદ** જેવા મિત્રો વસે છે; અને જ્યાંસુધી આવી મૈત્રી હૈયાત છે ત્યાંસુધી **બં**ગાળનો વાંકો વાળ પણ કોઇ કરી શકે એમ નથી” છેલ્લા શબ્દો ઉપર **માણેકચંદ** શેઠે ખાસ ભાર મૂકયો. **બં**ગાળની માતૃમૂર્ત્તિ તેમની આંખ સામે ખડી થઇ. **બં**ગાળના શ્રેયઃ માટે આ ભોગ કંઇ બીસાતમાં નથી, એવો આંતરિક સંતોષ તેઓ અનુભવી રહ્યા.

“ પણ અંગ્રેજ વેપારીઓને જે પરગણા સોંપવાનું ફર-

આવ્યું છે તેનું કેમ ?" મુર્શિદ-ખાં જાણે એક પાઠ પુરો કરી બીજો પાઠ ભણતો હોય તેમ પૂછ્યું.

"અંગ્રેજો વેપારીઓ છે; લડવૈયા છે, તેમને દુશ્મન બનાવવા અત્યારે પોસાય તેમ નથી. બાદશાહની આંખે તેઓ પાટા બાંધી શકે છે, અંદર અંદર ખટપટ કરાવી જાણે છે. વખત આવ્યે સહાય પણ આપે છે. એમની સાથે જરા સમાધાની અને ડહાપણથી કામ લેવું પડશે. પરગણાંની માલેકી નહીં, પણ એ ભાગમાં અંગ્રેજીપેઢીના વેપારીઓ વગર જકાતે વેપાર કરી શકે એવી વ્યવસ્થા કરશું." એટલું કહી માણેકચંદ શેઠ ઉઠયા. મુર્શિદાબાદનાં નર-નારીઓ જે વખતે આરામ કે આમોદનો ઉપભોગ કરતાં હતાં તે વખતે માણેકચંદ શેઠ કપાળ ઉપરનો પરસેવો લુછતાં એકલા પોતાના આવાસ તરફ વિદાય થયા.





( ૫ )

"માણિકદેવી એક દિવસ કહેતાં હતાં કે ભાગીરથીના કિનારે એક મંદિર બંધાય છે; મંદિર પુરું થયા પછી અમારાથી ત્યાં પગ પણ નહીં મૂકાય. તે પહેલાં આપની સાથે આવી બાંધકામ અને યોજના જોઇ લઉં એમ મનમાં થાય છે." છેલ્લા કેટલાક દિવસો થયાં મુર્શિદ-ખાં પથારીવશ છે. તેની વજ્ર જેવી કાયા વૃદ્ધાવસ્થા અને કેટલીક માનસિક વ્યથાને લીધે પરવશ બની છે. નવું મંદિર મુર્શિદ-ખાંથી ન બંધાય, પણ કોઇ શ્રદ્ધાપૂર્વક મંદિર ચણાવતું હોય તો તેમાં યથાશક્તિ સહાય આપવાની ભાવનાથી તેણે માણેકચંદ શેઠને કહ્યું.

માણેકચંદ શેઠને બે સ્ત્રીઓ હતી. એક માણિકદેવી અને બીજી સોહાગદેવી. એટલું છતાં માણેકચંદને કંઈ સંતાન ન હતું. માણિકદેવી ઉમરે મ્હોટાં હતાં. તેઓ પરમ ભદ્રિક અને શ્રદ્ધાસંપન્ન હતાં. તેમણે જ શેઠને કહી એક સુંદર જીનમંદિર બંધાવવાની પ્રેરણા કરી હતી. મુર્શિદ-ખાં માણિકદેવીને પોતાની બ્હેન કરતાં પણ આધક માનતો.

શેઠને પૈસાની ખોટ ન હતી. બંગાળના કુશળ શિલ્પીઓને આમંત્રી, મંદિરની યોજના તૈયાર કરી. ભાગીરથીના તીર ઉપર જ, કસોટીના વિરલ શ્યામ પત્થરવતી આખું

મંદિર નિર્માણ કરવાનો નિશ્ચય થયો. પણ એ વખતે બંગાળની શિલ્પકળા આશ્રયદાતાના અભાવે મૂર્છિત અવસ્થામાં હતી. સૌને પૈસાની જ પડી હતી. આકસ્મિક હુમલા અને લુંટફાટથી આત્મરક્ષણ શી રીતે કરવું એ ચિંતા જ્યાં મુખ્ય હોય ત્યાં શિલ્પ કે કળાનો ભાવ કોણ પૂછે ? કળાકારો રાજા કે જમીનદારના અંગભૂત બનવાને બદલે વેઠે પકડાતા, અથવા મજુરી કરીને તેમને પોતાની આજીવિકા ચલાવવી પડતી. એટલું છતાં માણેકચંદ શેઠે પોતાની લાગવગના જોરે શિલ્પીઓને મહિમાપુરમાં બોલાવ્યા. ખર્ચની ચિંતા ન કરતાં સારામાં સારૂં દેવમંદિર ઉભું કરવાનો આદેશ આપ્યો.

સમસ્ત બંગાલ, બિહાર અને ઓરીસાની મહેસુલ જગતશેઠ માણેકચંદને ત્યાં એકઠી થતી; અને એ ત્રણે પ્રદેશમાં જગતશેઠની ટંકશાળના જ રૂપીયા વપરાતા. મુસલમીન લખનારાઓ લખી ગયા છે કે જગતશેઠને ત્યાં એટલું નાણું હતું કે જો તેઓ ધારે તો ગંગાજીનો પ્રવાહ રોકવા સોના-રૂપાના બંધ બાંધી શકે. બંગાળની જમે થએલી મહેસુલ દિલ્હીમાં ભરવા માટે જગતશેઠના હાથની એક હુંડી બસ થતી. મુતખ્ખરીનનો લેખક કે જે એ જ જમાનામાં મોગલ-સમ્રાટનો માનીતો હતો તે કહે છે કે હિંદુસ્તાનભરમાં જગતશેઠની સાથે સરખામણી થઇ શકે એવો બીજો શેઠ કે વેપારી ન હતો. કેટલીયેવાર જગતશેઠના ભંડારો લૂંટાયા, મરાઠાઓએ એક્વાર તો એ પેઢીને નિર્દયપણે ચૂસી લીધી, છતાં જગતશેઠની પ્રતિષ્ઠા અને સમૃદ્ધિ અચળ અને અખંડ રહી. આટલું અમાપ ધનબળ હોય ત્યાં ધર્મમંદિર પાછળ લખલૂટ ખર્ચ થાય એ સ્વાભાવિક છે. લોકકથા તો એવી છે કે જગતશેઠે સોનામ્હોરો વડે જ મંદિરના પાયા ધરપ્યા હતા. બીજી રીતે

કહીએ તો એ કસોટીનો પત્થર જ એટલો દુર્લભ ને દુષ્પ્રાપ્ય હતો કે સોના કરતાં પણ તેની કીંમત વધી જાય. એ મંદિર બંધાયું ત્યારે જગતશેઠનો ભાગ્યરવિ સહસ્રકળાએ પ્રકાશતો હતો.

કમનસીબે કળાએ લક્ષ્મીને પૂરતો સાથ ન આપ્યો. જે સુવર્ણમુદ્રા ભાગીરથીના જોસબંધ વહેતા પ્રવાહને ખાળવા સમર્થ હતી, તે જ સુવર્ણમુદ્રાઓથી સજાયેલા જીનભવનને તે જ પ્રવાહે, થોડા જ સમયમાં પોતાના પેટમાં સમાવવા માંડયું. આજે તે ભગ્ન અવસ્થામાં જગતશેઠના વંશની લુપ્ત કીર્ત્તિકથા અહોનિશ ઉચ્ચારતું ઉભું છે. જગતશેઠના ગૌરવ સાથે મંદિરની મનોહરતા પણ માત્ર એક સ્મૃતિરૂપે રહી ગઈ છે.

મુર્શિદ–ખાં એક અગ્રગણ્ય મુસલમીન અમલદાર ગણાવા છતાં મંદિરના નિર્માણમાં આટલો રસ લે એ માણેકચંદ શેઠને આશ્ચર્યકારક લાગ્યું. તેમણે મુર્શિદ–ખાંમાં એક હિંદુ ભક્તને છાજે તેવી પરોપકારિતા, નમ્રતા, સરળતા આદિ સદ્દગુણો અનેકવાર અનુભવ્યાં હતાં; અને એવી માનવતા હિંદુ મુસલમાનમાં એક સરખી જ હોઇ શકે એમ તેઓ માનતા. મુર્શિદ–ખાંમાં મુસલમીન સંસ્કૃતિ પરિપાક પામી છે એમ જગતશેઠ સમજતા; પરંતુ આજે મંદિરની વાત નીકળતાં જગતશેઠે સ્નેહભરી, છતાં શંકાશીલ નજરે એવી ઢબે નિહાળ્યું કે મુર્શિદ–ખાં તેનો અર્થ તરત જ સમજી ગયો.

" હું મુસલમાન અમલદાર છું, છતાં શીલ્પ અને કળાના રસથી છેક અજ્ઞાત નથી. મારી બાલ્યાવસ્થા મેં મંદિરોનાં અભ્યાસ અને દર્શનમાં જ વીતાવી છે. તમે એ હકીકત નથી જાણતા. મારા જીવનનું એ પ્રકરણ અણઉકેલ્યું જ રહી જશે; અને આજે આટલે વરસે ઉકેલવામાં લાભ પણ શું છે ? "

મુર્શિદ-ખાંનો ફીક્કો ચ્હેરો સતેજ બન્યો. દર્દભર્યો એક દીર્ઘ નિઃશ્વાસ સાથે ભુલાઇ ગએલી વેદના ફરી અનુભવતો હોય તેમ તેણે છાતી ઉપર નિરાશ હાથ મૂક્યો.

માણેકચંદ શેઠે મુર્શિદ-ખાંની આ પ્રકારની દશા ઘણીવાર જોઈ હતી. પૂછવાનું મન થવા છતાં સ્પષ્ટ શબ્દોમાં પૂછવાની હિમ્મત કરી શકતા નહીં. આજે તેમનાથી ન રહેવાયું:

"રાજકાજની ચર્ચા કરતાં મેં તમને ઘણીવાર અન્યમનસ્ક બનતાં અને અંતરમાં શલ્યની વ્યથા અનુભવતા જોયા છે. આટલી સત્તા, વૈભવ અને સુખનાં સાધનો હોવા છતાં આપ કયા અંશમાં વ્યથિત છો તે, હું મિત્ર હોવા છતાં જાણી શકયો નથી. કાં તો આપનો એટલો વિશ્વાસ મેળવી શકયો નથી અથવા તો હું આપને સમજી શકયો નથી." મિત્રના દુઃખમાં ભાગ લેવા આત્મા ઉકળતો હોય તેમ માણેકચંદ શેઠે મીઠાશથી કહ્યું.

તૂટુ તૂટુ થતાં સંયમનાં બંધનો ભાંગીને ભૂકો થતાં હોય તેમ મુર્શિદ-ખાંએ કહેવા માંડ્યું:

-"પુનર્જન્મ તો હિન્દુ માત્ર માને, પણ હું એ કરતાં યે એક ડગલું આઘે ગયો છું. એક જ જીવનમાં મેં પોતે પુનર્જન્મ જોયો છે. તમે શ્રદ્ધાથી એ સિદ્ધાંત માનતા હશો, પણ મેં તો મારો જન્માંતર નજરોનજર નિહાળ્યો છે." પુનર્જન્મ શબ્દે જગતશેઠને ચકિત કર્યા. શય્યાવશ બનેલો માનવી નબળાંઇને લીધે આકાશમાં ઉડે એ તેમને સંભવિત લાગ્યું. પરંતુ સીપાઈગીરીમાં કુશળ ગણાતા મોગલ-અધિકારીના મ્હોંમાં આ ચર્ચા અસ્થાને લાગી. જગતશેઠ કંઈક બોલવા જતા હતા, પણ મુર્શિદ-ખાં એમનો આસય કળી ગયા.





"એક માત્ર માણસજાતને જ સરજનહારે આટલી દુર્બળ કેમ બનાવી ? જગતની રંગભૂમિ ઉપર પ્રકૃતિના અસંખ્ય સત્ત્વો પોતપોતાના ભાવ ભજવી જાય છે, પણ કોઇમાં પાછું ફરીને નિહાળવાની નબળાઇ નથી. પર્વતમાંથી વહેતું ઝરણું પોતાના ભવિષ્યને જ ભાળે છે, એક વાર છૂટયા પછી તે પાછું વાળીને જોતું નથી. ચંદ્ર અને સૂર્યનાં કિરણો વરસે છે, પણ તેમને પાછાં સૂર્ય કે ચંદ્રમાં સમાવાની ઉતાવળ નથી. કેવળ માણસના હૈયામાં જ આવી તાલાવેલી કેમ રહેતી હશે ?" જગતશેઠ જોઇ રહ્યા કે મુર્શિદ-ખાંને કોઈ અણચિંતવી વ્યથાએ કવિત્વ પ્રેર્યું હતું. યુદ્ધ અને મહેસુલના વાતાવરણમાં જીંદગી ગાળનાર પુરૂષ આજે આકાશમાં ઉડવા, કલ્પનાની પાંખ ફફડાવતો હતો. મુર્શિદ-ખાંનું કવિત્વ બરાબર ન સમજાયું. પણ શબ્દને ભેદી, મુર્શિદના સારા યે દેહને કંપાવતી વ્યથા છુપી રહી શકે એમ ન હતું.



"મંદિર, પુનર્જન્મ, પ્રકૃતિ એ બધા વિષયો આપની પાસેથી હું આ પહેલી જ વાર સાંભળું છું. યૌવન અને કવિતાનો મેળ તો મળે; પણ આ વૃદ્ધવયે, આ માંદગીના બીછાનામાં કંઇક અદ્‌ભૂત જેવું ભાસે છે."

"જગતશેઠ ? તમને એમાં કવિત્વ લાગશે, કારણ કે તમે હિંદુ તરિકે જન્મ્યા છો અને હિંદુ તરિકે જીવી શકયા છો. તમને અમારી જીવનકથા અદ્‌ભૂત ભાસશે, કારણ કે તમે જન્મીને એવી કોઇ વસ્તુ નથી ગુમાવી કે જેને લીધે તમને તમારૂં જીવન અકારૂં થઈ પડે. આ હૃદય ચીરીને જુઓ: તમને જણાશે કે ત્યાં એકી સાથે સો વીંછી ડંખ મારી રહ્યા છે. કીડીનો ચટકો જેણે અનુભવ્યો નથી તે વીંછીના ડંખની

વેદના કઈ રીતે સમજી શકે ? " મુર્શિદ-ખાં જેવા મરદનું હૈયું પણ પીગળવા લાગ્યું. આંસુનો વેગ તે ખાળી શક્યો નહીં. રણમેદાનમાં હજારો સૈનિકોને સ્વર્ગનો રાહ દેખાડનાર સેનાપતિ એક બાળકની જેમ રોઈ પડ્યો.

" આ મુર્શિદ-ખાં પહેલી જ વાર કહે છે કે હું હિંદુ હતો અને આજે પણ બની શક્યું ત્યાં સુધી હિંદુ જ રહ્યો છું. બે દિવસ ઉપર મેં મારી એકની એક પુત્રીને બગીચામાં ફરતી જોઈ અને મહામહેનતે છુપાવી રાખેલી વ્યથા સોગણા જોસથી ભભૂકી ઉઠી. હકીમો કહે છે કે અતિ અશક્તિને લીધે વખતોવખત મારું મગજ અને શરીર તપી જાય છે. પણ એ બિચારા આત્માનો સંતાપ શું સમજે ? "

જગતશેઠ અધીરા થયા. મુર્શિદ-ખાં પોતાનો જ જાતિબંધુ છે એ જાણ્યા પછી તેમને ભેટવા તેના હાથ તલપી રહ્યા. કહ્યું : " હું આ શું સાંભળું છું ? મારો પ્રિય મિત્ર મુર્શિદ હિંદુ છે ? અને જો એમ જ હોય તો પછી શા સારૂ મુસલમાન બન્યો ? "

" એ કથા લાંબી છે અને ખરું જોતાં એટલી બધી અસ્પષ્ટ છે કે હું પોતે જ તે ઉકેલી શકું એવી સ્થિતિમાં નથી. છતાં મારી બાલ્યાવસ્થા હજી યે મારી નજર સામે તરે છે. દક્ષિણના પહાડી પ્રદેશોમાં મારા દોસ્તો સાથે દિવસોના દિવસો સુધી રખડતો અને મારી વૃદ્ધ માતા મને ઘરમાં આવેલો જોઈ વાત્સલ્યથી ઘેલી જેવી બની જતી. મારે એકે ભાઈ કે એકે બ્હેન ન હતી. મારી મા સાથે હું મંદિરે મંદિરે આથડતો અને માતાના અનુકરણમાં દેવ-દેવીઓને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરતો એનું મને બરાબર સ્મરણ રહી ગયું છે. મંદિરો અમારાં

રમવાનાં અને છૂપાવાનાં સ્થળો હતાં. બીકથી અજાણ્યો હું ઘણીવાર મંદિરના શિખર સુધી પહોંચી જતો અને ત્યાં બેઠો બેઠો આસપાસના દૂરદૂરના પ્રદેશો નીરખતો." આંસુથી ભીંજાયેલા અશક્ત નેત્રોમાં સત્યયુગની આભા ખીલી નીકળી, અને જગતશેઠે જો વચમાં વિક્ષેપ ન નાંખ્યો હોત તો મુર્શિદ–ખાં ક્યાં અટકત તે કહી શકાય નહીં.

"પણ તમે મુસલમાન શી રીતે બન્યા?" જગતશેઠે સીધો સવાલ પૂછ્યો.

"હું શું જાણું કે હું શી રીતે મુસલમાન બન્યો? મને ઝાંખું ઝાંખું પણ એટલું યાદ આવે છે કે એક દિવસે ખરે બપોરે અમારા ગાંમડામાં ધાડપાડુઓનાં ટોળાં ઉતર્યાં, અમારાં ઘર–બાર લૂંટાયાં, જે જવાંમર્દો ગણાતા હતા તેમનાં શબ શેરીઓ વચ્ચે પડયાં અને જેમ જાનવરને બાંધે તેમ અમને બાંધ્યા. ભૂખ, તરશ ને થાકથી હું જ્યારે બેહોશ બનતો હતો ત્યારે પણ ઉપરથી ચાબુક પડતા હતા. આખરે એક ઈસ્પાહાનના શ્રીમંત વેપારીને ત્યાં વેચાયો. પશુની જેમ માણસો વેચાતા હોય ત્યાં ધર્મ કે આચારની પરવા કોણ કરે? જન્મે જેમ હિંદુ હતો તેમ ખરીદાયા પછી મુસલમાન બન્યો. પણ એ પછી તરત જ હું ઉન્નતિના પગથીયાં ચડતો ગયો. બાદશાહ ઔરંગઝેબનો માનીતો થયો. દક્ષિણનો દિવાન થયો અને ત્યાંથી અહીં સુધીનો ઇતિહાસ તો તમે જાણો છો જ." આ વેદનાનો ઉપાય જગતશેઠની શક્તિ અને બુદ્ધિ બ્હારનો હતો. મુર્શિદ–ખાંએ કહેલી મંદિર, પુનર્જન્મ અને પ્રકૃતિની વાતોનું રહસ્ય સમજાયું. મુર્શિદ–ખાં પોતે તો ભૂતકાળના આ ભડકાથી નખશીખ બળી રહ્યો હતો, પણ તેની જ્વાળા જગતશેઠના અંગને બાળી રહી.

" માણુસ પોતાનો ભૂતકાળ ભૂલી શકતો હોત તો કેટલો સુખી થાત ? બધી રીતે બળવાન ગણાતા માણુસના જીગરમાં આટલી નબળાઇ શા સારૂ ભરવામાં આવી ? " એક લાંબો નિઃશ્વાસ નાખ્યા પછી મુર્શિદ–ખાંએ આવેગને શમાવી કહ્યું : " મને મુસલમાન બન્યાનો મુદ્દલ પશ્ચાત્તાપ નથી, કારણ કે ઇચ્છાપૂર્વક મેં ધર્મ બદલ્યો નથી; પરંતુ મને ખરેખર જે કંઇ લાગી આવે છે તે તો એજ છે કે તમારા સમાજના દ્વાર અમ જેવા માર્ગભૂલ્યા મુસાફરને માટે પણ ઉઘડી શકતાં નથી. હું તો એ ઝેર ઘોળીને પી જઇશ, પણ મારી આ પુત્રીએ શું ગુન્હો કર્યો ? બંગાળનો કોઇ હિંદુ યુવાન એનું પાણિગ્રહણ કરે તો મારા ઉત્તરાધિકારી તરિકે હું તેને બંગાળનો શાસક નિમવા તૈયાર છું. તમારે જો પુત્ર હોત તો મારી પહેલી પસંદગી તેની ઉપર જ ઉતરત. દક્ષિણ અને બંગાળના લોહીમાંથી એક અપૂર્વ સંસ્કારસ્વામી અવતરત અને બંગાળ, બિહાર, ઓરીસા ઉપરાંત ઉત્તર અને દક્ષિણમાં પણ પોતાની આણ ફેલાવત. અકસ્માતના યોગે મળેલા માણેકચંદ અને મુર્શિદ–ખાં જો પૂર્વના પ્રદેશોમાં પોતાની છાપ પાડી શકે છે તો એ સહજ સંસ્કાર શું ન કરત ? "

જગતશેઠ નિરૂત્તર રહ્યા. બંગાળના એકાધિપત્યની મધુરી કલ્પના સ્વર્ગસુખ કરતાં પણ તેમને વધુ રમ્ય લાગી. મુર્શિદ અને માણેક મૈત્રીમાં એક છે તેમ જો લોહીમાં એક હોય તો બંગાળનું ભાવી કેવું ઉજ્જવળ બને ? આર્ય–સામ્રાજ્યનો વિજયધ્વજ પ્રાસાદના શિખરે ફરકતો હોય એ દૃશ્ય નયન સામે ખડું થયું. પણ થોડીવારે મોહમાંથી જાગતા હોય તેમ જગતશેઠે સહાનુભૂતિસૂચક સ્વરમાં કહ્યું:—

"ધર્મ પાસે સામ્રાજ્યસત્તા પણ તુચ્છ છે. રાજ્ય કે વૈભવની લાલચ કોઇ હિંદુ યુવાનને આકર્ષી શકે એમ હું નથી માનતો. વૈભવ અને ધન તો ક્ષણિક છે, ધર્મ અજર-અમર છે. અધર્મથી કદાચ ઇંદ્રનું ઇંદ્રાસન મળતું હોય તોપણ ધાર્મિક હિંદુ તેની સામે ઉંચી આંખ ન કરે." જગતશેઠે સનાતન વિચાર અને વાણીનો નિર્જીવ અનુવાદ સંભળાવ્યો.

"મને પણ એ જ દુઃખ સાલે છે. મારો—એક હિંદુનો પુત્ર, પુત્ર નહીં તો પૌત્ર અને પૌત્ર નહીં તો દૌહિત્ર આવતી કાલે તમારાં જ મંદિરો તોડશે, તમારાં કુટુંબો ઉપર સીતમ ગુજારશે, તમારા શીલ્પ અને સાહિત્યનો નાશ કરશે અને છતાં તમે માનશો કે 'અમે ધર્મનું પાલન કરી રહ્યા છીએ'. જગતશેઠ! એ તમારો દોષ નથી. ભારતનું ભાગ્ય જ કંઇ એવા આછા કુંકુમે લખાયું છે. તમે કે હું શું કરી શકવાના હતા?"

અતિશય આવેગને લીધે મુર્શિદ-ખાંથી વધુ બોલી શકાયું નહીં. બીછાના ઉપર જાળવીને પડખું ફેરવ્યું અને જાણે કે હવે કહેવાનું કંઇ બાકી ન રહ્યું હોય તેમ આંખો મીંચી લીધી. તેમના પ્રત્યેક નિઃશ્વાસમાં સંતાપના ડુંગર ઠલવાતા હોય તેમ જગતશેઠ જોઇ રહ્યા. પોતાના મિત્રની આવી કરૂણાજનક દશા નીહાળી તેમને ભારે આઘાત થયો. આટઆટલા વરસ સુધી આ પ્રકારની અસહ્ય વ્યથા મુંગે મ્હોઢે જે સહી શકે છે તેનું મનોબળ કેટલું મજબૂત હોવું જોઇએ એ વિચારે તેમના હૃદયમાં મિત્ર પ્રત્યેનું માન ઉભરાવા લાગ્યું. પણ તેઓ નિરૂપાય હતા. કુદરતનો આખો ક્રમ ફેરવ્યા વિના મુર્શિદ-ખાંના દર્દ ઉપર મલમપટો બાંધવો તેમને અશક્ય લાગ્યો.

( ૬ )

સૂર્યાસ્તને હજી વાર છે. પણ અંધારૂં થઇ જશે તો રસ્તામાં જ રોકાઇ જવું પડશે એ ચિંતાથી એક યુવાન મારતે ઘોડે મુર્શિદાબાદ તરફ ધસી આવે છે. તેનું ગૌર વદન તાપ અને શ્રમને લીધે લાલચોળ દેખાય છે. પગથી માથા સુધી તેણે એક યોદ્ધાને શોભે તેવો મોગલાઇવેશ પહેર્યો છે. ચ્હેરા ઉપરની વ્યગ્રતા તેના સ્વાભાવિક સરળતાને આકર્ષક ઓપ આપી રહી છે. આશાના તેજથી દીપ્તિમાન બનેલાં નેત્રો કોઇ આપ્ત-જનને નિહાળવા, રસ્તા ઉપરની વૃક્ષઘટાને ભેદી પેલીપાર દૃષ્ટિ ફેંકવા મથે છે. આ ઉગતી અવસ્થામાં એવું તે શું ચિંતાનું વાદળ તેની ઉપર તુટી પડ્યું હશે કે તે આટલો વિહ્વળ અને વ્યગ્ર દેખાતો હશે ?



મુર્શિદાબાદમાં પહોંચ્યા પછી મુર્શિદ–ખાંના પ્રમોદભવન પાસે તે ઘોડા ઉપરથી નીચે ઉતર્યો. દરવાનના હાથમાં લગામ સોંપી, એક અક્ષર પણ બોલ્યા વિના તે સડસડાટ દિવાનખાના તરફ ચાલ્યો. કોઇ તેને રોકી શક્યું નહીં, તેમ કોઇને કંઇ પૂછવાની પણ તેને જરૂર ન લાગી.

દિવાનખાનામાં જોયું તો મુર્શિદ–ખાં અને માણેકચંદ શેઠ

વાત કરતા બેઠા હતા. તરતજ તે ત્યાંથી પાછો ફર્યો. જરા થંભ્યો, કંઇક વિચાર કર્યો અને પ્રમોદભવનના પાછલા ભાગમાં જ્યાં અહોનિશ ગંગાનો કલકલ નાદ ગુંજતો અને પુષ્પોની સુગંધ સતત્ વહેતી ત્યાં આવી સંગેમરમરની એક બેઠક ઉપર બેઠો. આ સ્થાન તેનું અતિ પરિચિત હોય એમ તેની રીત-ભાત પરથી કોઇને પણ લાગ્યા વિના ન રહે.

ક્યાંઇ સુધી તે ત્યાંને ત્યાં જ બેસી રહ્યો. રાત્રિ પડતી હતી અને દિશાઓમાં અંધકાર વ્યાપતો હતો, પણ તેની આ યુવાનને ઝાઝી પરવા હોય એમ ન લાગ્યું. સાધકની દશા અને યુવાનની અત્યારની સ્થિતિ લગભગ સમાન હતી.

“કોણ શુજા ? તું અહીં ક્યારે આવ્યો ? અયોધ્યા છોડયે કેટલા દિવસ થયા ? બાપુને મળ્યો ?” ઇષ્ટદેવનો સાક્ષાત્કાર થતાં ભક્તજન ગદ્ગદ્ ચિત્તે અનિમેષ નેત્રે નીહાળી રહે તેમ શુજાએ ઉંચું જોયું. તેની સામે બંગાળના નવાબની માનીતી કન્યા—મયના ઉભી હતી. યુવાન નિરૂત્તર રહ્યો.

વિજળીના વેગ જેટલી ત્વરાથી તેને કેટલાક તરંગો આવ્યા અને ઉડી ગયા. બે વરસ પહેલાં જે મયનાને જોઇ હતી તેમાં અને આજે સામે ઉભેલી મયનામાં આકાશ-પાતાળ જેટલું અંતર પડી ગયું હતું. મયના કીશોરી મટી યુવતી બની હતી. જેને નયન ભરીને નીહાળવા તે આટલો વ્યગ્ર હતો તેનામાં ચાંચલ્ય કે ચપળતાને બદલે ગાંભીર્ય અને સહજ સંયમ આરોપાયા હતા. તે માનતો હતો કે મયના, પાસે આવતાં જ હર્ષોન્મત્ત બની, હાથ પકડી પહેલાંની જેમ ભવનની અંદર તાણી જશે અને એવા અર્થ વગરના પ્રશ્નો ઉપરા ઉપરી પૂછશે કે કેવળ હાસ્ય સિવાય તેનો બીજો કોઇ ઉત્તર ન

સંભવે. અયોધ્યાનાં પરાક્રમો એક પછી એક વર્ણવવાની પણ તેણે ગોઠવણ કરી રાખી હતી. પરંતુ મયનાના ગાંભીર્ય અને અડગ ધૈર્યે તેની મનોરથસૃષ્ટિમાં પ્રલયકાળ આણ્યો.

" શુજા ? બાપુ બે અઠવાડીયાં થયાં બીમાર છે. તું કેમ કંઇ બોલતો નથી ? " મયના કંઈક વધુ ઉત્સુક દેખાઇ.

" હું હમણાં જ ત્યાં જઇ આવ્યો. જગતશેઠની સાથે વાત ચાલતી હતી એટલે મેં તેમાં વિક્ષેપ ન નાખ્યો. સીધો અહીં આવી તમારી રાહ જોતો બેસી રહ્યો. " શુજાની નિરાશા તેની વાણીમાં વધુ સ્પષ્ટ બની.

" ઠીક, ચાલ; જરા સ્વસ્થ થા. બહુ થાકી ગયો જણાય છે. પણ હા, તને અયોધ્યા કેવી લાગી ? જનક, રામ અને સીતાની એ લીલાભૂમિ ખરેખર રમણીય હશે. એક દાસી રોજ મને થોડું થોડું રામાયણ સંભળાવે છે. તું તો એ અયોધ્યામાં જ વસે છે. તારા ભાગ્યની કોને ઇર્ષા ન આવે ? "

શુજા આ કુટુંબમાં જ ન્હાનેથી મ્હોટો થયો હતો. મયના અને શુજાએ નિર્દોષ બાલ્યાવસ્થાના સોનેરી દિવસો એક સાથે રમીને ગાળ્યા છે. પણ તે આજે મયનાને કેવી રીતે કહી શકે કે અયોધ્યાની તીર્થભૂમિ મયના વિના તેને નિર્જન જેવી ભાસતી ? ગમે તેમ પણ તે મુર્શિદ-ખાંનો આશ્રિત હતો. ખોરાસાનને ભૂલી મુર્શિદાબાદને જ પોતાનું વતન માનતો થયો હતો. મુર્શિદનો આશરો ન હોય તો શુજા માર્ગના એક ભીખારી કરતાં વધુ સારી સ્થિતિમાં ન હોય.

વળી અયોધ્યાને તીર્થભૂમિ માનવા જેટલા સંસ્કાર શુજામાં ન હતા. તે પાકો મુસલમાન હતો. મુર્શિદ-ખાંના સહ-

પાસે તેનામાં ઉદારતા અને ગુણાનુરાગ ખીલવ્યાં હતાં. મયનાની સાથે રહેવાનું થાય તો પોતે પણ સારો સંસ્કારી અને અભ્યાસી બની શકે એમ તે માનતો. કમનસીબે તેમને અચાનક છૂટું પડવું પડયું. અયોધ્યામાં કોઈ વિશ્વાસપાત્ર અમલદાર ન હોવાથી મુર્શિદ-ખાંએ તેને તત્કાળ ત્યાં મોકલી દીધો. અયોધ્યામાં તેણે બે વરસ શી રીતે ગાળ્યાં તે તેનો અંતરાત્મા જાણે છે. મુર્શિદાબાદ અને મયના હવે તેની સાધનાનો વિષય બન્યો હતો.

" જો તું પાછી હતી તેવી બાલિકા બને તો હું તને અયોધ્યા લઇ જવા તૈયાર છું " એમ તેને કહેવાનું મન થયું. પણ શુજા પોતાની સ્થિતિ સમજતો હતો. માલીકની કન્યાને લોભાવવામાં કેટલો અનર્થ છે તેની કલ્પના તે કરી શક્યો.

" અયોધ્યા મુર્શિદાબાદ જેટલું સુંદર ન લાગ્યું. આ આરામ, આ વિનોદ અને વૈભવ ત્યાં ન હતાં અને સાચું કહું તો મયના ! મને ત્યાં કોઇ માણસ હૈયાવાળું ન લાગ્યું. જ્યાં જઉં ત્યાં માત્ર સ્વાર્થની જ ગડમથલ ચાલતી. બાપુ જો નાખુશ ન થાય તો હું હવે ત્યાં મુદ્દલ જવા નથી માગતો. બાપુની બીમારીનું બ્હાનું મળતાં તરત જ આ તરફ દોડી આવ્યો. "

શુજા ભલે પોતાના મનોભાવ છુપાવે, પણ મયના સમજતી હતી કે અયોધ્યા કરતાં મુર્શિદાબાદને સુંદર માનવામાં એક સબળ કારણ છે અને અયોધ્યાનાં નરનારી તેને હૈયાશૂન્ય લાગ્યાં હોય તો તે મયનાની સ્નેહશકિતનો જ પ્રતાપ છે. તેનું નારી હૃદય આથી જરા વધુ અભિમાની બન્યું.



એટલામાં એક દાસી સુવર્ણપાત્રમાં શરબત જેવું કંઇક

લઇ આવી. મયનાએ તે પાત્ર પોતાના હાથમાં લઇ શુજા પાસે ધર્યું અને કહ્યું:

"અયોધ્યામાં આવું શરબત હશે, પણ આટલો મમતાળુ હાથ નહીં હોય. લે!" શુજાને લાગ્યું કે મયના માત્ર ગંભીર જ નથી બની, થોડી નિષ્ઠુર પણ બની છે. આના કરતાં ખુરાસાનમાં હોત તો કેટલો સુખી હોત? કેટલી સહેલાઇથી રમણીનો સ્નેહ જીતી શક્યો હોત? આવતી કાલે મુર્શિદ–ખાંની આંખો મીંચાય તો અહીં મારું કોણ? મયના જો ન મળે તો જીવનમાં શૂન્ય સિવાય બીજું શું રહે? તેનો ચ્હેરો મ્લાન બન્યો. હતાશ હૃદયમાંથી એક દર્દભરી આહ છૂટી.

મયના ચમકી ઉઠી. તે કંઇક બોલવા જતી હતી એટલામાં ત્યાં કોઇકનાં પગલાંનો અવાજ સંભળાયો. બન્નેનાં આતુર નેત્રો તે તરફ વળ્યા. જોયું તો માણેકચંદ શેઠ તેમની તરફ જ આવતા હતા. શુજા વિનયપૂર્વક તેમની સામે ગયો. મયના સંકોચને લીધે એક તરફ ઉભી રહી.

"અયોધ્યાના શું સમાચાર છે? જાગીરદારો પણ નવાબના માથાના મળ્યા છે, ખરૂંને?" જગતશેઠે શુજાની પીઠ ઉપર હાથ ફેરવ્યો અને જાણે મુર્શિદ–ખાંનો પોતાનો બાળક હોય તેમ સ્નેહથી અભિનંદ્યો.

"હમણા તો કોઇ ઉંચું માથું કરી શકે એમ નથી. બંગાળના પ્રતાપ પાસે તેમને નમવા સિવાય છુટકો જ નથી." શુજાની કીર્તિ અને શક્તિ વિષે જગતશેઠે પહેલાં પણ સાંભળ્યું હતું. તેમને શુજાનો આ ઉત્તર કેવળ નિરભિમાન લાગ્યો.

આ શુભ સંવાદ મુર્શિદ–ખાંને પહોંચાડવા જગતશેઠ

શુજાને લઇ તેમની પાસે ગયા. શુજાને જોતાં જ મુર્શિદ–ખાંનો ચ્હેરો સતેજ બન્યો.

"બેટા શુજા ! ઠીક થયું કે તું આવી પહોંચ્યો. હવે કદાચ મોત આવશે તો હું ખુશીથી આત્મસમર્પણ કરી દઇશ." જગતશેઠ તરફ જોઇ ઉચ્ચાર્યું:—"મારી બધી આશા આ યુવાન ઉપર અવલંબી રહી છે."

જગતશેઠ મુર્શિદ–ખાંની સ્નેહદુર્બળ સ્થિતિ બરાબર સમજી ગયા હતા. એમની આશા અને શ્રદ્ધા એ બધું એમની એક પુત્રીમાં જ સમાય છે એ વાત પણ તેમણે હમણાં જ મુર્શિદ–ખાં પાસેથી જાણી હતી. તેમને ખાત્રી થઇ કે મુર્શિદ–ખાંની પસંદગી કોઇ અપાત્ર ઉપર નથી ઉતરી. નયનાનો પતિ થવાને જેમ તે યોગ્ય છે તેમ જો સારા સલાહકારો મળે તો અયોધ્યા અને બંગાળનો સ્વતંત્ર શાસક પણ બની શકે એવું પાણી આ યુવાનમાં છે.



( ૭ )

ઔરંગઝેબે સુરંગો ખોદી રાખી હતી, અંદર દારૂગોળો પણ ભરપુર ભર્યો હતો. માત્ર એક ચીણગારીની જ રાહ જોવાતી હતી. ઔરંગઝેબનું મૃત્યુ થતાં ભરતખંડની ચારે દિશામાં જ્વાલામુખી ફાટી નીકળ્યો. મયૂરાસન તો સહિસલામત ન રહ્યું, પણ વઝીરો, સુબેદારો ને નવાબોનાં પગ નીચેની ધરતી પણ ધ્રુજી ઉઠી. અઢારમા સૈકાનું પ્રભાત જ રક્તરંગી હશે ! એ વિગ્રહો ખુલ્લા અને સકારણ હોત તો ઇતિહાસનાં પાનાં આટલાં કલંકથી રંગાયાં ન હોત. ભાઈ–ભાઈની વચ્ચે, પિતા–પુત્રની વચ્ચે, આશ્રિત ને આશ્રયદાતાની વચ્ચે છુપા કાવતરાં રચાયાં અને અનેકોનાં અણધાર્યાં બલિદાન લેવાયાં. એ સૈકાના સ્થૂલ ઇતિહાસને નીચોવીએ તો આજે પણ તેમાંથી લોહીનાં બે ટીપાં નીતરે. પૃથ્વી માર્ગ દે અને રસ્તે જતો પ્રવાસી અંદર સમાઇ જાય તેમ કેટલાયે મુકુટધારીઓ, વઝીરો, નવાબો, દિવાનો, સુબાઓ, શરાફો અને સીપાહસાલારો જોતજોતામાં એ ભીષણ ક્રાન્તિના ભોગ થયા.

ઔરંગઝેબની પાછી તેના પુત્રો વચ્ચે સમશેર ચાલી. ત્રણ ભાઇઓને મારી ચોથો પુત્ર બહાદુરશાહ ગાદીએ આવ્યો. તેના પુત્રો પણ પિતાના પગલે ચાલ્યા અને જહાંદરશાહે પોતના

ત્રણ ભાઇઓના ખુનથી રંગાયેલા હાથે રાજદંડ લીધો. એક વરસમાં જ તેના ભત્રિજાએ એ રાજદંડ આંચકી લીધો અને જહાંદર તથા ઝુલફિકરખાંના લોહીથી મોગલ મહેલ રંગાયો. જહાંદરના એ ભત્રિજાનું નામ ફરૂખસીયર. ફરૂખસીયર પણ સુખ કે શાંતિનું જીવન જીવી શકયો નહીં. એ સૈયદ ભાઇઓએ તેને ઉખેડીને ફેંકી દીધો. તે પછી રંગભૂમિ ઉપર સૂત્રધારની દોરીથી હાલતા-ચાલતા પૂતળા જેવા બાદશાહો આવ્યા અને માત્ર નામનિશાન મૂકી ચાલતા થયા. આખરે મહમદશાહ સત્તર વરસની વયે ગાદીએ આવ્યો. તેણે ઓગણીસ વરસ લગી રાજમુકુટ પહેર્યો; પણ એ મુકુટમાંનાં કાંટાની વેદનાથી બચી શકયો નહીં. આત્મા વિનાના દેહની જેમ મોગલ સામ્રાજ્યના અંગોપાંગ સડતા, પડતા અને વિખરાતા જોવાનું દુર્ભાગ્ય જ તેના લલાટે લખાયું હતું.

માણેકચંદ શેઠ ને મુર્શિદ-ખાં જીવ્યા ત્યાં સુધી બંગાળ બિહાર ને ઓરીસાનુ રાજતંત્ર, જ્વાળામુખીના ઉત્પાત અને ધરતીકંપના આંચકા વચ્ચે પણ નિષ્કંપ રહી શકયું. બંગાળના નામધારી નવાબને બદલે મુર્શિદ-ખાં સાચો નવાબ બન્યો હતો. જે વખતે દિલ્હીના તખ્તને વફાદાર કહેવરાવનારા વજીરો અને નવાબો વહેવારમાં વિરૂદ્ધતા દાખવી રહ્યા હતા તે વખતે માત્ર બંગાલ નિયમિતપણે મહેસુલનો મોટો ભાગ શહેનશાહની સેવામાં ધરી જુનો સંબંધ જાળવી રહ્યું હતું.

ફરૂખસીયરનો માણેકચંદ શેઠ પ્રત્યે ખુલ્લો અનુરાગ અથવા પક્ષપાત હતો. શેઠે પોતે જ જ્યારે આગ્રહપૂર્વક બંગાળની નવાબી સ્વીકારવાની સાફ ના પાડી અને મુર્શિદ-ખાંની મહત્તા માન્ય કરી ત્યારે એ પક્ષપાતમાં સદ્‌ભાવ અને સન્માન ઉમેરાયાં. માણેકચંદ શેઠની સલાહ તેને અમૂલ્ય લાગી.

શહેનશાહ મહમદશાહે પણ એ હકીકત જાણી અને તેણે સમ્રાટ તરીકે માણેકચંદ શેઠને "જગત્ શેઠ" ના બિરુદથી બીજીવાર અભિનંદ્યા. ઇતિહાસલેખકો માને છે કે મોગલ દરબારે સૌથી પહેલાં જગતશેઠને આ પ્રમાણે બાદશાહી પદવીથી નવાજ્યા અને તે પછી ઇલકાબ આપવાની પ્રણાલિકા ગોઠવાઇ. "જગતશેઠ"ની પદવી ઉપરાંત તેમને નવાબની ગાદી પાસે ડાબી બાજુ બેસવાનો હક્ક મળ્યો. જગતશેઠને એ જમાનાની રાજરીત પ્રમાણે મોતીનાં કુંડલ, હાથી અને પાલખી પણ સલ્તનત તરફથી પહોંચાડવામાં આવ્યાં. ઉલ્લેખયોગ્ય વિશેષતા તો એ છે કે બંગાળના નવાબને વખતો વખત સમ્રાટ તરફથી ભારપૂર્વક ફરમાવવામાં આવતું કે જગતશેઠની સલાહ અથવા અનુમતિ વિના રાજશાસનનું કોઈ પણ મહત્વનું કામ ન થવું જોઇએ. જગતશેઠ સ્વતંત્ર રહેવા છતાં આ રીતે શહેનશાહતના હૃદયરૂપ બની રહ્યા.



મુર્શિદ-ખાંના મૃત્યુ પછી તેનો જમાઇ શુજાઉદ્દીન બંગાલની ગાદી ઉપર આવ્યો. શુજાને મુર્શિદ-ખાંએ પોતાની હૈયાતી દરમ્યાન જૂદા જૂદા પ્રાંતોમાં મોકલી રાજવહીવટ શીખવ્યો હતો. મયનાના પ્રેમમાં તેનું સ્વર્ગ સમાયું હતું. મયના પોતે જ બંગાલની ભાગ્યલક્ષ્મી હતી. શુજા અને મયના જગત્ શેઠનું ગૌરવ સમજતા. જગતશેઠ પણ તેમને પુત્રવત્ માનતા.

પરંતુ પંદર વરસ વીત્યાં ન વીત્યાં એટલામાં બંગાળના ઇતિહાસનો ક્રમ પલટાયો. મુર્શિદ-ખાં અને માણેકચંદ શેઠે ... અંતરે કાળની આજ્ઞાને આધીન થયા. માણેકચંદ ...ી ગાદીએ તેમનો ભાણેજ ફત્તેહચંદ શેઠ આવ્યો અને ... પછી તેનો પુત્ર સરફખાં બંગાળના સિંહાસને

બેઠો. મયના અને શુજા જેવા પ્રેમી દંપતીના લાડમાં ઉછરેલો સરફ્ર વિવેક, નીતિ અને પૂર્વસંબંધને વિસરી ગયો. રાજક્રાંતિનું પ્રલયચક્ર ચારે કોર મહાવેગથી ઘુમી રહ્યું હતું તેનું તેને ભાન ન રહ્યું.

જબ્બર જહાજ દરીયામાં ડૂબે અને આસપાસ પર્વત-પ્રમાણ મોજાં ઉછળે તેમ દિલ્હીની ડૂબતી શહેનશાહતે દેશભરમાં તોફાનનાં મોટાં મોજાં ઉપજાવ્યાં હતાં. બંગાળ પણ સરફ્રના બેવકુફીને લીધે એ વમળમાં વહેલું સપડાયું. જગતશેઠ સાથે કલેશ કરી તેણે બંગાળનો વિનાશ વહોરી લીધો, બંગાળના પગમાં પરતંત્રતાની જંજીરો પહેરાવવાનો પ્રસંગ નજીક આણ્યો.

મુર્શિદ–કુલી–ખાંનો ભય તદ્દન અસ્થાને ન હતો એમ સરફ્ર–ઉદ્દીને સિદ્ધ કર્યું. મુર્શિદ ભલે વિચિત્ર સંયોગોમાં મુસલમાન બન્યો હોય, પણ તેનું હિંદુ હૃદય ઘણીવાર આક્રંદ કરતું: "મારા જ સંતાનો આવતી કાલે પોતાને પરદેશી માની આ દેશનાં દુર્બળ નર–નારીઓને પંજવશે, એમની દર્દભરી ચીસો સાંભળી આમોદ અનુભવશે, જેમનાં બહુમાન થવા ઘટે તેમને અપમાનિત કરશે." એજ ચિંતા મુર્શિદ–ખાંને કેટલીયે વાર ઉદાસ અને બેચેન બનાવી મુકતી. પોતાની પુત્રી માટે પૂરી પરીક્ષા પછી શુજાઉદ્દીન પાત્ર પસંદ કર્યું હતું. મુર્શિદ–ખાં જીવ્યા ત્યાંસુધી સદ્દભાગ્યના બળે તેમણે એક બેસુરો અવાજ ન સાંભળ્યો: તેમનો આત્મા સંતોષાયો.

પણ શુજા–ઉદ્દીનની જીવનલીલા સંકેલાતાં જ ભયના પડઘા ગુંજી રહ્યા. શુજા પોતે મુર્શિદ–ખાંના સહવાસમાં સંસ્કાર પામ્યો હતો, અને વધુમાં મયનાના નિર્મલ સ્નેહે તેના હૃદ-

ચના દિવ્ય તાર ઝણઝણાવ્યા હતા. પરંતુ એક જ પડદો ઉચકીએ તો શુર્જાના પિતા સાદત–ખાંનું ચરિત્ર સાંભળતાં કોઇને પણ શરમથી માથું નમાવી દેવું પડે. સરફ્–ખાં પિતાના ગુણનો આધકારી ન થયો, પણ વિધિની કોઇ અજબ લીલાથી સાદતના દુર્ગુણોનો ઉત્તરાધિકારી બન્યો. તેના જેવો બીજો વિષયી, વિલાસી અને વ્યસની નવાબ બંગાળની મસનદ ઉપર ભાગ્યે જ કોઇ આવ્યો હશે !

સરફની વિષયવાસના અને પામરતાએ બંગાળ ઉપર અરાજકતાનાં ઘેરાં વાદળ ઉતાર્યાં. બીજી તરફ એ વાદળને વીખેરવામાં જગતશેઠે જે સામર્થ્ય વાપર્યું તેનું મૂલ્ય પણ કંઇ જેવું તેવું નથી. જગતશેઠ ફતેહચંદે એ અંધકારયુગમાં પણ પોતાની જ્યોત જાળવી રાખી અને માર્ગભૂલેલાઓને સાચો રાહ બતાવ્યો. બંગાળના ઇતિહાસમાં જગતશેઠનું નામ એક જ્યોતિર્ધરરૂપે મહાજનોની મોખરે આજે પણ ઝળકી રહ્યું છે.



( ૮ )

જગતશેઠનું મકાન બંગાળના જમીનદારો અને અમલદારોનું મંત્રણાગૃહ બન્યું હતું. બંગાળ, બિહાર ને ઓરિસાનું ભાગ્ય જગતશેઠને ત્યાં ઘડાતું. આજે તો એ મકાન ગંગાના ગર્ભમાં મળી ગયું છે અને જે ખંડીયેરો હૈયાત છે તે પણ ઝાડ અને વેલાઓથી ઢંકાઇ ગયાં છે. પ્રવાસીઓ કહે છે કે એ સ્થાને પગ મૂકતાં જ આંસુ ખાળી શકાતાં નથી. આજે બસેં વરસ પછી પણ જાણે એ પ્રતિષ્ઠા અને વૈભવમાંથી વિષાદનો ઉષ્ણ વાયુ વહેતો આપણે અનુભવીએ છીએ. એ ઐશ્વર્ય કોઈના મંત્રબળે રેતીના થરની માફક ઉડી ગયું છે. મહિમાપુરનો એ ઉજ્જવલ મહિમા પણ કોણ જાણે કોના શ્રાપને લીધે આજે વિકટ મૂર્ત્તિ ધરી રહ્યો છે. જે રાજભવનમાં રત્નખચિત દીપમાળ પ્રકાશ રેલાવતી ત્યાં આજે સાધારણ દીવો કરનાર પણ કોઇ નથી.

નાદીરશાહનું લશ્કર જ્યારે તીડના ટોળાની જેમ દિલ્હીની આબરૂ અને ઐશ્વર્ય શોષી રહ્યું હતું, ત્યારે બંગાલના જમીનદારો જગતશેઠના ભુવનમાં એકત્ર થઇ બંગાળને બચાવવા મંત્રણા ચલાવી રહ્યા હતા. બર્દવાનના મહારાજા તિલોકચંદજી, ઢાકાનો નવાબ રાજવલ્લભ, રાય આલમચંદ તથા હાજી અહમદ પણ એ મંત્રણામાં સામેલ હતા.

" નાદીરશાહ દિલ્હીથી પાછો વળે એ માની શકાય નહીં. ઈરાન જેટલા દૂર દેશમાં બેઠા જેણે દિલ્હીની સમૃદ્ધિની કલ્પના કરી, તે બંગાલ ને બિહારની દોલતથી છેક જ અજાણ્યો રહેશે ? અને શહેનશાહનું સમ્મિલિત બળ જેની સામે રોધ ન કરી શક્યું તેની સામે આપણું સૈન્ય ઉભું રહી શકશે ? " હાજી અહમદના ચ્હેરા ઉપર ચિંતા અને ગ્લાનીની મ્લાન છાયા પથરાઇ. દિલ્હીના લુંટાયેલા ભંડાર અને ખુનામરકીએ તેને શોકસાગરમાં ધકેલ્યો હતો. જમીનદારો કરતાં પણ તેને અધિક ગુમાવવાનું હતું. નાદીરશાહ સામે નિષ્ફળ નીવડે તો તે આખી જીંદગી હારી જાય એવી સ્થિતિ હતી.

" એક તો મરાઠાઓ બંગાળને છૂટાછવાયા છુંદી રહ્યા છે, સરહદનાં ગામડાં તેમના ત્રાસને લીધે ઉજ્જડ બનતાં જાય છે. પૂરી મહેસુલ પણ મળી શકતી નથી. આવી સ્થિતિમાં નાદીરશાહનો એક જ દિવસનો મુકામ, સારાયે બંગાળને વેરાન બનાવી મુકશે. " બર્દવાનના મહારાણા તિલોકચંદજીએ જમીનદારોના પ્રતિનિધિ રૂપે પોતાનું દુઃખ નિવેદ્યું.

રાજવલ્લભ આવી કંઇ અવ્યવસ્થા અથવા રાજ્યક્રાંતિ થાય તો પોતાને વધુ લાભ થાય એમ માનતો હતો. તે ઢાકાનો કાયમી નવાબ ન હતો. તેને પોતાની શકિત અને નિપુણતા બતાવવાના કોડ હતા. તેણે કહ્યું:—" જે બનવાનું હોય તે બને, આપણે તો આપણી સૈન્ય સંબંધી તૈયારી કરી વાળવી જોઇએ."

રાય આલમચંદ મૌન રહ્યો, તેને જગતશેઠ ઉપર શ્રદ્ધા હતી. સૌની શોકકથા સાંભળ્યા પછી તેણે ફત્તેહચંદ સામે નીહાળ્યું. જગતશેઠ કંઇ માર્ગ બતાવે છે કે નહીં તે જાણવા સૌ આતુર બન્યા.

"ક્યાં તો લડી લેવું અને નહીં તો રાજીખુશીથી લૂંટાવું એ સિવાય બીજો માર્ગ દેખાતો નથી." જગતશેઠ ન છૂટકે બોલ્યા.

'લૂંટાવું અને તે રાજીખુશીથી ?' જગતશેઠ જેવા જવાબદાર માણસ આમ બોલે ત્યારે કોને દુઃખ ન થાય ? હાજી અહમદની નજર બંગાળની મસનદ ઉપર ઠરી હતી. તેનાં હૃદયમાં જગતશેઠના આ ઠંડા જવાબથી ખંજર ભોંકાયું.

"બંગાળને લૂંટાવું એમાં કંઇ નવીનતા નથી. દરરોજ લૂંટાય છે, મહિને મહિને ચુંથાય છે. નાદીરશાહ આવીને ભલે બંગાળનું હાડપીંજર ચૂસી જાય !" રાજા તિલોકચંદજીનો અવાજ આવેશથી ધ્રુજી રહ્યો. સૌને પોતાની નબળાઇનું પુરેપુરું ભાન હતું. બંગાલના ગણ્યા ગાંઠ્યા જમીનદારો અને સુબેદારો સિવાય નાદીરની સામે છાતી કાઢીને ઉભવા કોઇ તૈયાર ન હતું. જગતશેઠ સૌની શક્તિનું માપ કાઢવા માગતા હતા.



"બંગાળની ભૂમિ ઉપર નાદિર આવે તો સૌ પહેલાં ઢાકામાંથી જ હું બે હજાર સીપાઇઓ સાથે સામનો કરવા તૈયાર છું. બીજા જમીનદારો મને શું મદદ કરશે એ મારે જાણી લેવું જોઇએ." રાજવલ્લભે મૂળ મુદ્દાની વાત શરૂ કરી.

"રાજવલ્લભ ! તમે હજુ બંગાળીઓ, તામીલો અને મરાઠાઓનાં જ યુદ્ધ જોયાં છે. પંજાબની પેલીપારના પહાડી, જમદૂત જેવા ખખડધજના પ્રલય નથી જોયાં. એટલે જ બે હજાર માણસ સાથે મેદાનમાં પડવાનું સૂઝે છે. શહેનશાહ પાસે લશ્કર ઓછું હતું ? છતાં તે કેમ હાર્યો ?" હાજી અહમદના આ સ્પષ્ટ ખુલાસાથી રાજવલ્લભ શરમાયો. અનુભવી અને પીઢ રાજદ્વારીઓની વચમાં આ પ્રકારનું સાહસ કરવા બદલ તેને મનમાં પશ્ચાત્તાપ પણ થયો.

હાજી અહમદની સ્થિતિ કઢંગી હતી. તેને લડી લેવું પાલવે તેમ ન હતું. મુર્શિદાબાદની નવાબી મળે તો લઇ લેવા ઉત્સુક હતો અને તે માટે લોહી રેડવાં પડે તો પણ તેને વાંધો ન હતો. પણ નાદીરશાહ સાથે લડતાં મરવું એ તેના અંતઃકરણને અનુકૂળ ન હતું.

જગતશેઠે જોઇ લીધું કે આ રીતે ચર્ચાનો પાર આવે એમ નથી. દિલ્હીનો ખજાનો લૂંટ્યા પછી નાદીરશાહનો આત્મા તૃપ્તિ પામે એ અશક્ય વાત હતી. એટલે વ્હેલું મ્હોડું, મને યા કમને પણ બંગાળને થોડો ભોગ આપવો પડશે. પણ એ તો ભવિષ્યમાં જોઈ લેવાશે. તે એમ પણ સમજતા કે જેઓ આજે નાદીરશાહની સામે થતાં સંકોચાય છે, તેઓ વખત આવશે ત્યારે શરમ કે આબરૂના માર્યા મ્યાનમાંથી સમશેર ખેંચ્યા વિના નહીં રહે અને એટલું છતાં હારશે તો સંઘરી રાખેલાં ધનધાન્ય લૂંટાશે એ પણ દીવા જેવી વાત હતી.

એ રીતે વર્તમાન સ્થિતિનો આંક નીકળ્યા પછી જાણે બધી રકમોનો સરવાળો કરતા હોય તેમ એકત્ર થએલા મુત્સદ્દીઓને સંબોધી કહ્યું:—

"આપણે રાજીખુશીથી લૂંટાવું નથી તેમ સામે જઇને નાદીરશાહને યુદ્ધનું આમંત્રણ પણ આપવું નથી. વખત આવ્યે બધું જોઇ લેવાશે. છતાં જો મારા જેવા એક વેપારી ઉપર આપની શ્રદ્ધા હોય તો સલામતીનો એક રસ્તો સૂચવું." જગતશેઠને પોતાના અધિકારના વિષયમાં પણ આવી નમ્રતા બતાવવાની ટેવ હતી; જમીનદારોએ એને બહુ મહત્વ ન આપ્યું. સલામતીનો રસ્તો જાણવા સૌની નજર પુનઃ જગતશેઠ-ભણી વળી.

"આ વેપારીનો રસ્તો છે. પુરું સાંભળ્યા વિના કોઇએ ઉતાવળ ન કરવી. સૌને રૂચે તો જ આપણે એ માર્ગે જશું." જગતશેઠ સ્હેજ થંભ્યા. સૌના મ્હોં ઉપરની રેખાઓ ઉકેલી. "નાદીરશાહ નાણાંનો ભૂખ્યો છે. તેને રાજ કે તાજ સાથે કંઇ સંબંધ નથી. હું એમ માનું છું કે જો બંગાળ ઇચ્છાપૂર્વક એક લાખ જેટલી સોનામ્હોર સામે જઇને ધરે તો એને આટલે સુધી આવવાની જરૂર ન રહે. એક તો એનું લશ્કર થાકેલું છે, છેલ્લી કત્લમાં તેના ઘણા માણસો કપાઇ મુઆ છે અને ઘણું કરીને બાદશાહ મહમ્મદ સાથે તેને કંઈ વેર નથી. એક લાખ સોનામ્હોર બંગાળના રાજભંડાર માટે બહુ મ્હોટી વાત નથી."

જમીનદારોની સભા કંઇ નિર્ણય આપે તે પહેલાં જ રાય આલમચંદ સ્હેજ ઉશ્કેરાઇને બોલ્યા:—"આ બધી વાણીયાશાહી છે. એ તો વાઘને સામે જઇને પોતાનું લોહી ચખાડવા બરાબર છે. માણસના લોહીનો સ્વાદ લીધા પછી વાઘ જો સંતોષાય તો જ બંગાળની લાંચથી નાદીરશાહની ભૂખ ભાંગે. આવી વાતો કરવામાં આપણે બુદ્ધિનું જ લીલામ કરીએ છીએ."

લાલચ આપી નાદીરને બંગાળમાં આવતો અટકાવવો એ વાત કયા વીરને રૂચે? જગતશેઠ પણ એ વાત ઉચ્ચારતાં સંકોચાતા હતા. લાલચ એ યુદ્ધનું આજે છેલ્લામાં છેલ્લું શસ્ત્ર હતું. તેનો ઉપયોગ કરી છૂટવાની તેમની ધારણા હતી.

"હા, પણ એક વાત કહેવાની રહી જાય છે." જગતશેઠે જુનો તાર સાંધતા કહ્યું: "એક લાખ સોનામ્હોર મારી ટંકશાળમાં જ ઢળશે અને તેની ઉપર નાદીરશાનું નામ તથા મ્હોરું રહેશે."

"એનો અર્થ એ જ કે અમે આપને અમારા શહેનશાહ તરિકે સ્વીકારીએ છીએ, એમ આડકતરી રીતે નાદીરશાહને જાહેર કરવું અને તેના ગયા પછી જેમ અત્યારે ચાલે છે તેમ ચલાવવું. વખત જોઇને પીઠ ફેરવવાની વિદ્યા વૈશ્ય સિવાય કોને વરી છે?" હાજી અહમદ જગતશેઠ ઉપર આફરીન થતા હોય તેમ તેની વિકરાળ દેખાતી આંખોમાં આનંદની પ્રભા પથરાઇ.

રાય આલમચંદ અને રાજવલ્લભ ઉંધા ન ઉતરે એટલા સારૂ જગતશેઠે ઉમેર્યું: "આ વૈશ્યનો માર્ગ છે–યુદ્ધવીરના માર્ગ નિરાળા હોય છે."

"યુદ્ધવીર હોય અને વૈશ્યવીર ન હોય? આપનો માર્ગ વૈશ્યવીરનો માર્ગ છે; અને આજે કંગાળ બંગાળને મરતું બચાવવાને એ જ ઔષધની જરૂર છે." રાજા તિલોકચંદજી પણ જગતશેઠને સમ્મત થયા.

"મારી એક બીજી પણ દરખાસ્ત છે." હાજી અહમદે ઉચ્ચાર્યું: "સોનામ્હોર સાથે એક બીજી અરજ ગુજારવીઃ બંદગીમાં આ દેશના બાદશાહ તરિકે આપનું જ નામ ઉચ્ચારાય છે એમ નાદીરશાહને જણાવવું."

રાજવલ્લભને એ ન ગમ્યું. પણ આજે તો હરકોઈ રસ્તે આત્મરક્ષણ કરવાનું હતું; બંદગીમાં નાદીરશાહનું નામ રહે કે અહમદશાહનું, એની સાથે કોઇને લાંબી નીસ્બત ન હતી.

વિદાયગીરીના દરબારી વિવેક તરિકે જગતશેઠે હાજી અહમદની સામે પાનદાન ધર્યું. રાજા તિલોકચંદજી અને જમીન-

દારો પણ ઉઠવાની તૈયારીમાં જ હતા. રાત્રીના બીજા પહોરનો અમલ શરૂ થઇ ચૂક્યો હતો. જગતશેઠના મહેલમાં જે પ્રકાશ હતો તેની સ્પર્ધામાં મહેલ બ્હારનો અંધકાર પોતાનું જોર જમાવતો હતો. ભાગીરથીનો નાદ, કોઇ યોગીશ્વરના મુખથી ઉચ્ચારાતા ૐકારનું સ્મરણ કરાવતો.

એટલામાં મહોલ્લાનાં નર–નારીઓની, આકાશ અને અંધકારની છાતી વીંધતી હોય એવી કારમી ચીચીઆરી સંભળાઇ. નિરાંતે સૂતેલા પંખીના માળામાં કોઇ પારધી હાથ નાખે અને ઉંઘમાંથી ઝબકેલાં નિર્દોષ પંખીડાં એકાએક ચીચીઆરી કરતા પાંખ ફફડાવી અંધારામાં પણ ઉડવાનો પ્રયત્ન કરે તેમ, આખો દિવસ મહેનત–મજુરી કરી શાંતિથી ઉંઘતાં મહિમાપુરનાં નર–નારીઓએ એકાએક ઘરની બ્હાર નીકળી, જાણે કોઇ મ્હોટો અકસ્માત્ થયો હોય એવો કોલાહલ કરી મૂક્યો. કોઇ કોઇ વાર મહોલ્લાઓમાં આવા પ્રસંગો બનતા. એ વખતે રૂદન જ જેનું બળ છે એવાં સ્ત્રી–પુરૂષો ઘરની બ્હાર નીકળી પોતાની નબળાઇનું પ્રદર્શન કરાવતાં.

ઘડીનો પણ વિલંબ કર્યા વિના જગતશેઠ સભાવાળા ઘરની બ્હાર આવ્યા. જગતશેઠને જતાં જોઇ હાજી અહમદ પણ તેમની પાછળ પાછળ ચાલ્યો.

થોડે દૂર ગયા નહીં એટલામાં જગતશેઠનો એક નોકર સામે દોડતો આવ્યો અને શેઠને કાનમાં કંઇક કહ્યું. હાજી અહમદ આઘે હોવાથી તે કંઇ સાંભળી શક્યો નહીં. પણ નોકરની વાત સાંભળ્યા પછી જગતશેઠનું મ્હોં ક્રોધથી ઉગ્ર બનેલું તે બરાબર જોઇ રહ્યો.

જાણે કંઇ જ ન બન્યું હોય તેમ જગતશેઠે પોતાના મન ઉપર સંયમ સ્થાપવાનો પ્રયત્ન કર્યો. પણ તેમાં તેઓ નિષ્ફળ નીવડયા. જે વાત સાંભળી રોમેરોમમાં પ્રકોપની ઝાળ સળગી ઉઠે તેને મનુષ્ય કયાં સુધી દબાવી શકે ? શબ્દોચ્ચાર કરે તો જ માણસ પોતાના અંતરના ભાવ સમજાવી શકે એમ હંમેશા નથી બનતું. જગતશેઠનો વાણી ઉપરનો સંયમ હૃદયની જ્વાળાને ખૂઝાવી તો ન શકયો, પણ બીજી અનેક રીતે તેણે પોતાનો માર્ગ શોધી કહાડયો. કોઇ જમીનદારે જગતશેઠનું આવું ગંભીર અને ભયાનક રૂપ નહીં નિહાળ્યું હોય.

"કયાંઇ આગ લાગી હશે કેમ ?" જગતશેઠ સામે જોઇ રાય આલમચંદે પૂછયું. આ પ્રશ્ને સંયમનો એક બંધ તોડયો.

"હા, આગ લાગી છે, પણ કયાં લાગી છે અને કેટલી વિનાશકારક નીવડશે તેની કલ્પના થઇ શકતી નથી. એ આગને હવે તો ગંગાનું પાણી પણ ઓછું પડશે. કદાચ એ આગમાં આખું બંગાળ હોમાઈ જશે: મારા તમારા જેવા એ આગમાં એવા તો બળી જશે કે આખરે રાખનો પણ પત્તો નહીં મળે:" જગતશેઠનો આ પ્રકારનો આવેશ કદાચ સંયમના બધા બંધનો તોડી નાંખત. પણ હાજી અહમદ વચમાં જ બોલી ઉઠયો:—

"પણ ખરી વાત શું છે ?"

"ખરી વાત એ છે કે જેને માટે આપણે રાતના ઉજાગરા કરીએ છીએ, જેને બચાવવા આપણાં લોહી રેડવા તૈયાર થયા છીએ, એ જ માણસ આજે મનુષ્ય મટી હેવાનથી પણ બદતર બનતો જાય છે. પેલો નીચ સરફ઼ !" જગતશેઠ એથી વધુ

કંઇ બોલી શક્યા નહીં. આટલું પણ અસાવધ દશામાં બોલાઈ જવાયું હોય એમ મૌન રહ્યા.

સરફરાજને બધા ઓળખતા હતા. તેનું નામ જ તેના અત્યાચાર માટે બસ હતું.

“આપ સૌ જઇ શકો છો. આપને તકલીફ પડી હોય તો દરગુજર ચાહું છું.” સભ્યોની સામે વિનયપૂર્વક હાથ જોડી જગતશેઠે વિદાય માગી. અને “લતીફ-ખાંને કહો કે બસો ઘોડેસ્વાર સાથે તૈયાર થાય!” પોતાના એક અનુચરને આજ્ઞા કરી. જગતશેઠ સૌને મુખ્ય દરવાજા સુધી વળાવી પાછા ફર્યા.



( ૯ )

નારીનું એક પ્રકારનું રૂપ વિષયાંધ કોઇ દિવસ જોઇ શકતો નથી. જેને અમૃત માની ઓઠે લગાડવા જાય છે તે જ તેની અધમતાના સ્પર્શે હળાહળ ઝેર બને છે, જેને સ્વર્ગની દિવ્યતા સમજી ગ્રહવા મથે છે તે જ તેના પડછાયા માત્રથી અભડાઇ નારકીના રૂપમાં પલટાઇ જાય છે.

સરફરાજે તો કેવળ તે ચૌદ વરસની બાળાની ખુશામતીઆઓના મુખથી સૌંદર્યકીર્ત્તિ સાંભળી હતી. એ બિચારાને સૌંદર્ય સમજવાનો કદી અવસર પણ ન્હોતો મળ્યો. રૂપજીવી વેશ્યાઓના હાવભાવ, મદિરાના મોહક ફુવારા અને વાસનાના વમળ વચ્ચે તે પામર જીવન ગાળતો. શીકારી તાજા લોહીની શોધમાં રઝળે તેમ તેની વાસના નિત્ય નવી ઉત્તેજના શોધતી. તેના આશ્રિતો ને સ્વાર્થીઓ પાપની બને તેટલી સામગ્રી એકઠી કરી સરફના આ સદા સળગતા અગ્નિકુંડમાં હોમતા.

એ અકર્મીએ એક વાર પણ ઉંચી આંખ કરીને આ અબળા સામે ન જોયું. આવી, અબળાઓને સરફ, રાત્રી વિત્યા પછી ફેંકી દેવાતા ફુલહાર જેવી જ સમજતો. તેની આંખો અત્યારે મદિરાના ઘેનથી ઘેરાતી હતી. જમદૂત જેવા ચાર સીપાઇઓ ચિત્રની જેમ સ્તબ્ધ બની થોડે અંતરે ઉભા

હતા. જગતશેઠના મહોલ્લામાંથી એક અબળાને ઉપાડી અહીં લઇ આવનાર આ જ પિશાચો હતા. ઇનામની મ્હોટી આશાએ કોઇપણ પ્રકારનું અપકર્મ કરવાને તેઓ ટેવાયલા હતા.

નિષ્કંપ દીપશીખાની જેમ **નીરૂ** સરફની સન્મુખ ઉભી રહી. આરંભમાં તેણીએ પોતાના બચાવ સારૂ વલખાં મારી જોયાં. પણ હવે તે બરાબર સમજી કે આ માણસ જેવા દેખાતા પશુના પંજામાંથી છૂટવું એ સહજ નથી અને પશુની સામે લજ્જા કે સંકોચ પણ શા કામનાં ?

**નીરૂનું** દુર્ભાગ્ય માત્ર એટલું જ કે તેને પરમાત્માએ સૌંદર્ય અને લાવણ્ય પૂરા પ્રમાણમાં આપ્યું હતું. કોઇ શ્રીમંતને ત્યાં જન્મીને મ્હોટી થઇ હોત તો કદાચ અંતઃપુરની ચાર દીવાલો વચ્ચે વિધવિધ વર્ણની આવી આછી પાતળી રેખાઓ તેની મુખમુદ્રા ઉપર ન અંકાત. સ્વર્ગીય પટ ઉપર સંસાર રાત દિવસ અવિશ્રાંતપણે જે પીંછી ફેરવે છે તેનું મૂલ્ય **નીરૂને** નથી જોઇ તે કદિ નહી સમજી શકે.

સરફ સાવધ હોત તો દેવતાએ દીધેલા નારી–સૌંદર્યમાં સંસારનું દૈન્ય કેટલી કઠિનતા ઉપજાવે છે તે જોઇ શકત. સ્વાવલંબનના આતાપ નીચે ઉછરતી અબળાના આત્મામાં કેટલી નિર્ભયતા ને અડગતા ભરી હોય છે તે જોઇ શકત. કમનસીબ સરફ ! તારા પાપનો પ્યાલો ભરચક ભરાયો હશે, નહિંતર તું અવળે માર્ગે ન ઉતર્યો હોત અને નવાબીના તેમજ જુવાનીના મદમાં કદાચિત્ આડે માર્ગે ઉતરી ગયો હોત તો પણ તપઃતેજથી મઢેલી આવી એક અબળાનો આગ ઝરતો દ્રષ્ટિપાત તારે માટે બસ થાત. તને ભાન હોત તો તું આ સુકુમાર નિર્દોષ પવિત્રતાના પુંજ પાસે મસ્તક

નમાવી, બીજેજ દિવસે મુર્શિદ–ખાંના કૂળને દિપાવવા ઉદ્યત થાત. પણ તું શું કરે? વિધાતાની જ એ વિડંબના કે શુજા અને મયના જેવા પ્રેમીયુગલને ત્યાં અવતરવા છતાં તું આટલો વાસનાવશ અને સ્વચ્છંદી નીવડ્યો ! બંગાળનું જ એ દુર્દૈવ કે તારો સ્વેચ્છાચાર આટલા દિવસ નભાવી લીધો, અને વધુ દુઃખની વાત તો એ કે તારા સિંહાસનની પાસે બેસનાર, સામ્રાજ્યના સ્તંભરૂપ, રાજમાન્ય પુરૂષ જગતશેઠના સાગર સમા અંતઃકરણને તેં આજે સંક્ષુબ્ધ કર્યું !

થાકીને લોથ થયેલા ઘોડાને ચાબુક મારી સતેજ કરવામાં આવે તેમ થોડી પળોમાં સરફે મહા મહેનતે તેની મૂર્ચ્છિત પશુપ્રકૃતિને ઉત્તેજીત કરી. સ્હેજ ઉભા થવાનો પ્રયત્ન કરતાં તેણે પૂછ્યું.

"તારૂં જ નામ નીરૂ?"

નીરૂ મૌન રહી. રૈયતનો રક્ષક ગણાતો યુવાન નવાબ આટલો નિર્લજ્જ અને દુષ્ટ હશે એવી તો તેણીને કલ્પના પણ ક્યાંથી હોય? જે માણસ આ રીતે લાલસાની ધગધગતી આગમાં પોતાની માણસાઈ હોમી રહ્યો હોય તેને જવાબ પણ કઈ ભાષામાં વાળવો ?

"સાંભળ્યું છે કે નવાબનો કર તમે આ વખતે નથી ભર્યો." મેંઢાનું લોહી પીવા વરૂ જે યુક્તિ વાપરે તેનું અનુકરણ કરતો હોય એમ એક યમદૂત બોલ્યો.

"અમે ગરીબ માણસ છીએ. જગતશેઠના આશરે ગુજરાન કરીએ છીએ. હવે હું જઉં છું." જરા યે સંકોચ કે

ભય વિના દ્રઢતાપૂર્વક **નીરૂ**એ ઉત્તર આપ્યો અને આ નરકાગારમાંથી છુટવા એ ડગલાં પાછી ફરી.

**સરફ**નો પાળેલો એક પીશાચ **નીરૂ**ની આડે આવી ઉભો રહ્યો. લોઢાના મજબૂત સળીયા વચ્ચે સપડાયેલો શીકાર કદાચ છટકી શકે, પણ આ પાપભૂમિમાં એક વાર પગ મૂકયા પછી કોઇ સ્ત્રી સહિસલામત ન રહે એમ તે જૂદી રીતે સૂચવવા માગતો હતો.

"જગતશેઠના આશરે રહે કે નવાબના અંતઃપુરમાં રહે એમાં કંઇ તફાવત નથી. નવાબની સેંકડો બેગમો સાથે તારૂં સ્થાન પણ થઇ જશે." નવાબના પ્રતિનિધિ રૂપે પેલા કાળમુખાએ મૂળ વાત કહી.



**નીરૂ**એ આસપાસ નીહાળ્યું. **સરફે** અને તેના નોકરોએ વિચાર્યું કે જાળમાં ફસાયેલું હરિણ હવે હતાશ થવાની તૈયારીમાં છે. **નીરૂ** વિચારવા લાગી કે "હું અહીં રકઝક કરવા જઉં તો મારૂં કોણ?" એટલામાં અચાનક તેની નજર **સરફ**ના ઓશીકા ઉપર પડી. **નીરૂ**ની ક્ષીણ થતી આશામાં વિજળીનો તરંગ વહ્યો.

જાણે કે જેને શોધતી હોય તે સામે આવીને હાજર થતું હોય તેમ તે સંભાળપૂર્વક શય્યા પાસે ગઈ અને ત્યાં જ **સરફ**ના માથા પાસે બેસી ગઈ. પાસવાનોનાં મ્હોંમાંથી વિકટ હાસ્ય છૂટયું. **નીરૂ** આટલી સ્હેલાઇથી વશ થશે અને **સરફ**ની શય્યાસહચરી બનશે એમ કોઇએ ન્હોતું માન્યું.

**સરફ**ને તો હથેલીમાં ચાંદ મેળવ્યા જેટલો આનંદ થયો.

તેની પીળી પડી ગયેલી—નિસ્તેજ મુખમુદ્રા ઉપર લાલીમા રેલાઇ. પણ નીરૂનો સ્પર્શ કરવા તે પોતાનો હાથ પસારે તે પહેલાં જ આંખના એક પલકારામાં સરફના ઓશીકા નીચે છુપાયેલી છરી નીરૂએ ખેંચી સરફની આંખ સામે ધરી.

નીરૂનો દેહ ફુંફાડા મારતી ઝેરી નાગણુની જેમ થરથરી ઉઠયો. સરફરાજે આજ સુધીમાં રમણીઓ, કામિનીઓ ને કોમલાંગીઓ જ જોઈ હતી. અબળાનું ચંડીરૂપ તેના નિત્યના અનુભવ બ્હારની વસ્તુ હતી. સંસાર આજે તેને જૂદા જ સ્વરૂપમાં દેખાયો.

નવાબના ગુલામો જો આ પળે નીરૂની પાસે ધસી આવ્યા ન હોત તો સરફના લોહીથી બંગાળની મસનદ ઉપરનું કલંક કદાચ ધોવાઇ જાત. દારૂ અને દુરાચારના દરિયામાં ગળકાં ખાતો એક દુષ્ટ નવાબ, નીરૂના હાથે વ્હેલો સદ્ગતિ પામત. પણ નીરૂ જરા ઉતાવળી થઇ ગઇ. આઘે ઉભેલા સીપાઇઓની હાજરી ભૂલી ગઇ.

સરફનો નીસો એજ પળે ઉતરી ગયો. સીપાઇઓએ દોડી આવી નીરૂના હાથમાંની છરી ખૂંચવી લીધી અને એક જણે એવો ઝટકો માર્યો કે તે પડતાં પડતાં રહેજમાં બચી.

નીરૂને બચવાનો હવે કોઈ ઉપાય ન રહ્યો. દુર્બળો ઉપર સીતમ ગુજારીને રીઢા થઇ ગએલા આ નરાધમોએ કોણુ જાણે નીરૂ ઉપર કેટલો ય અત્યાચાર કર્યો હોત. પણ નીરૂના સદ્-ભાગ્યે જોર કર્યું. સરફ અને તેના સીપાઇઓ સ્વસ્થ બને તે પહેલાં જ રંગભુવનના પગથીયા ઉપર કોઇના પગ પડતાં સંભળાયા.

જગત

શે

ઠ



સરફ ફાટી આંખે આ નવા આવનાર સામે જોઇ રહ્યો. એ જગતશેઠ ફતેહચંદ હતા. કોઇ દિવસ નહિ અને આજેજ મ્હોડી રાતે વિલાસમાં વિઘ્ન નાખવા સિવાય જગતશેઠના આગમનનો બીજો શું આશય હોઇ શકે? સરફ પોતાના સ્વચ્છંદમાં પોતાને સ્વતંત્ર સમજતો. વિલાસના વિષયમાં કોઇને જવાબ આપવાનો હોય એ તેને હજી સમજાયું જ ન હતું. વહીવટ કે વ્યવસ્થા સંબંધે જગતશેઠની હાજરી કે સલાહની જરૂર હોઇ શકે પણ ભોગવિલાસમાં જગતશેઠ જેવો શહેરી માથું મારે એ તેને અસહ્ય લાગ્યું. નવાબી એટલે જ રંગરાગ અને નિરંકુશતા, એમ તે ન્હાનપણથી શીખ્યો હતો અને એ અભ્યાસના દોષને લીધે તેણે જનાનખાનામાં એટલી બધી બેગમો ભરી હતી કે વીશ વરસ પછી અંગ્રેજોએ જ્યારે એ જનાનખાનાનો કબજો લીધો અને બેગમોને વર્ષાસન બાંધી આપવાનો ઠરાવ થયો, ત્યારે અંગ્રેજ અધિકારીઓ સરફની બેગમોની સંખ્યા જોઇ દિગ્મૂઢ બની ગયા હતા. વિષયના આવા જન્તુને જગતશેઠની આકસ્મિક હાજરી ત્રાસરૂપ થાય એ સ્વાભાવિક છે.

એક તો નિરંતરની નિરંકુશતાને લઇને તે નબળો પડયો હતો, બીજું **નીરૂ** જેવી એક સાધારણ સ્ત્રીએ તેની સામે તેની પોતાની જ છરી ઉગામી હતી અને એ બધું અધુરૂં હોય તેમ જગતશેઠ ફતેહચંદ, અકાળે ચડી આવતા વાવાઝોડાની જેમ ચડી આવ્યા. સરફરાજના દીલમાં ધગધગતું તેલ રેડાયું. તે સફાળો બેઠો થયો અને અંતઃપુરમાં એકદમ ધસી આવવાનું કારણ પૂછવા જતો હતો એટલામાં જ જગતશેઠે નીરૂને સંબોધીને કહ્યું:

"તું જઇ શકે છે. તને સહિસલામત પહોંચાડવાનો બંદોબસ્ત કરીને જ હું આવ્યો છું."

લતીફને બોલાવીને આદેશ આપ્યો:—"દસ ઘોડેસ્વાર સાથે નીરની પાલખી અત્યારે ને અત્યારે જ મહિમાપુરના ભુવનમાં પહોંચી જાય!"

લતીફ, જગતશેઠનો સેનાનાયક હતો. બે હજાર ઘોડેસ્વારોનું દળ તેના તાબામાં હતું. એ સૈન્ય અને સેનાનાયકના પગાર જગતશેઠ તરફથી ચૂકવાતા. દિલ્હીના શહેનશાહની સમ્મતિથી જ એ સૈન્ય જગતશેઠના આદેશને અનુસરતું.

સરફરાજ એક પ્રેક્ષકની જેમ આ દસ્ય જોઇ રહ્યો. તેને થયું કે "નવાબ કોણ? જગતશેઠ કે હું? જગતશેઠ મારા અંતઃપુરમાં વગર સંકોચે ઘુસી આવે છે અને ક્ષમાનો એક શબ્દ પણ ઉચ્ચાર્યા વિના, શિકારને નસાડી મૂકે છે; એનો અર્થ તો એટલો જ કે જગતશેઠ બંગાળના નવાબ છે અને હું તેમના આશ્રિત જેવો છું!"



"મારા અંતઃપુરમાં આવેલી સ્ત્રીને લઇ જવાનો તમને કંઈ જ હક્ક નથી!" નિરંકુશ નવાબીનો ભોક્તા આખરે એક ફર્યાદીની જેમ બબડ્યો.

"નવાબ સાહેબ! એટલું પણ ન બોલ્યા હોત તો સારૂં થાત. બંગાળની દીન રૈયત આ બધા અત્યાચાર મુંગે મ્હોઢે સહી લે છે ત્યાંસુધી ઠીક છે. બાકી હક્કનું ઘમંડ ભરાયું હોય તો આટલું ચોક્કસ માનજો કે વિનાશને બે દહાડા વ્હેલો બોલાવશો" પેઢીમાં ઘરાકને સમજાવતા હોય એટલી ધીરજ અને મીઠાશથી જગતશેઠે જવાબ આપ્યો.

એ ધીરજ અને મીઠાશ માત્ર સપાટી ઉપર જ તરતાં હતાં; તેમના અંતરમાં એ વેળા વડવાનળ સળગતો હતો. બને ત્યાંસુધી નવાબનું માન જાળવવું અને આ પ્રસંગને કોળાહળ વગર પસાર થવા દેવો એ તેમની આંતરિક ઇચ્છા હતી.

એમ કરવામાં બીજું એક કારણ હતું. **નીરૂ** જગતશેઠના આશ્રયે મહિમાપુરના એક મહોલ્લામાં વસતી. જગતશેઠે એ કન્યા સાથે પોતાના પુત્રનો વિવાહ સંબંધ યોજવાની ધારણા રાખેલી. **નીરૂપમાના** હરણનો પ્રસંગ પ્રસિદ્ધ થાય તો તેમાં પોતાની પણ અપકીર્ત્તિ થોડે ઘણે અંશે થયા વિના ન રહે.

અર્ધ નિંદ્રામાં ચાલતો હોય તેમ સરફ જગતશેઠની સન્મુખ આવી ઉભો રહ્યો. બીજું તો કંઈ બળ ન હતું, પણ કમજોરી સાથે જડાયેલા ગુસ્સાનો છેલ્લીવાર ઉપયોગ કરી લેતો હોય તેમ તેણે જગતશેઠની સામે હાથ ઉપાડયો. " એક તો મારા બાપના એક કરોડ રૂપીયા રાખી બેઠા છો અને ઉપર જતાં આટલી શીરજોરી કરવા આવ્યા છો ? " એમ કહી જગતશેઠના મ્હોં ઉપર એક લપડાક લગાવી દીધી.

જગતશેઠ એ કરતાં પણ વધુ ખરાબ પરિણામ માટે તૈયાર થઇને આવ્યા હતા. એક અબળાનું રક્ષણ કરવા જતાં કદાચ બે–પાંચ માણસોનું લોહી રેડવું પડે એમ નીકળતી વખતે માનેલું. શૂળીની સજા કાંટાથી પતી જતી હોય તો આટલું અપમાન મુંગે મ્હોઢે પચાવી લેવું તેમને વધુ ઠીક લાગ્યું.

તેઓ ધારત તો સરફની સાન ઠેકાણે લાવી શકત. સરફ બેફામ અને સાધનહીન હતો. જગતશેઠ બધી રીતે તૈયાર હતા.

સરફ બંગાળની રૈયત અને જમીનદારોની આંખમાં કણાની જેમ ખૂંચતો, જગતશેઠ એટલા જ લોકપ્રિય હતા. સરફને શાસન કર્યું હોત તો બંગાળ અને બંગાળ બ્હાર તેમની પ્રશંસા થાત. પણ તે વખતે તેમણે મન ઉપર સંયમ રાખ્યો. સામાન્ય શારીરિક સજા કરતાં, જુલ્મગારોની દુનિયા જીંદગીભર યાદ કરે એવી સ્વાભાવિક સજા કરવાનો નિશ્ચય કર્યો; અને જાણે કંઈ જ થયું નથી એમ શાંતિપૂર્વક સરફના પાપગૃહમાંથી પાછા ફર્યા.

જગતશેઠ જતાં સરફનું, દીપખચિત પ્રમોદભુવન નિસ્તેજ બન્યું. સરફ પણ પોતાના નિષ્ફળ ક્રોધને પરિણામે ઘવાયેલા જેવો પથારીમાં પડ્યો. જીંદગીમાં આ પહેલીજ વાર, ત્રણ મોટા પ્રાંતોનો નવાબ હોવા છતાં પોતે કેટલો નિરાધાર છે તે સમજ્યો. જગત્ તેને અકારૂં થઇ પડ્યું. આકાશ અને ધરતી એકાકાર થઇ જતાં હોય તેવી બેચેની અનુભવી રહ્યો.







“ એ વાત તો હવે લગભગ ભૂલાઇ ગઇ હશે, કેમ લતીફ ?” જગતશેઠે પંદરેક દિવસ પછી કંઇક પ્રસંગ નીકળતાં યાર લતીફને પૂછયું.

લતીફ જગતશેઠનો કુટુંબી જેવો જ બની ગયો હતો. કેટલીય વાર તેણે જગતશેઠનાં ઘર–બાર અને કુટુંબનું જીવના જોખમે રક્ષણ કર્યું હતું. જગતશેઠનો તે બહુજ વિશ્વાસપાત્ર હતો.

લતીફ લડવૈયો હતો તેવો જ અવકાશને વખતે વાચાળ બની જતો. તેને પોતાનાં પરાક્રમો વર્ણવવાની ટેવ હતી, પણ એ ટેવ કરતાંય વધુ તો પોતે મર્મજ્ઞ અને સાહિત્યવેત્તા છે એમ બતાવવાની હોંશ રહેતી. જગતશેઠને તે સાંભળેલા કીસ્સાઓ લ્હેરથી સંભળાવતો અને એ રીતે શેઠને સલાહ આપવાનું તથા દીલ બહલાવવાનું કર્તવ્ય બજાવતો.

“ દુનીયાનું એજ દુઃખ છે નામવર ! કે જે ભૂલી જવું
જોઇએ તે પકડી રાખે છે અને જે યાદ રાખવું જોઇએ તે
૬૬ ભૂલી જાય છે. તે દિવસની ઘટનાને લોકો જુદા જુદા રૂપ
આપી, છાની છાની ગુફતગો કરે છે અને મેં તો એમ પણ

સાંભળ્યું છે કે બાવા, ફકીર અને *બાઉલોએ તેનાં ગાન રચ્યાં છે અને સરફની દુષ્ટતા તથા આપની ખામોશી ગામડે ગામડે ગવાય છે." લતીફે કહ્યું.

જગતશેઠને આજે અવકાશ હતો. પાસે લાંબી નળીવાળો રૂપેરી હોકો પડયો હતો. હોક્કાની નળીમાંથી ધુમાડાના ગોટા કાઢતાં જગતશેઠે પૂછયું; "એવી નમાલી વાતો સંઘરી રાખવામાં લોકોને શી મોજ મળતી હશે ?"

લતીફ પોતાનું પાંડિત્ય દર્શાવવાનો લોભ કાબુમાં રાખી શકયો નહિ. તે બોલ્યોઃ—"અમારા પર્શીયન સાહિત્યમાં એક વાર્તા છે. તેની મતલબ એવી છે કે હુસન નામનો એક સારો સોદાગર હતો. તે જુવાન હતો. તેના લગ્ન બાદશાહી ઠાઠમાઠથી થવાના હતાં. સેંકડો ખાનદાન કુટુંબનાં સ્ત્રી–પુરૂષો લગ્નને દિવસે હસનને ત્યાં મીજમાન તરિકે પધાર્યા. ખુદાએ દૌલત તો જોઇએ તે કરતાં પણ અધિક પ્રમાણમાં આપી હતી. ઝળહળતી રોશની, ભાતભાતનાં ખાન–પાન, અત્તર, ગુલાબજળ અને ઢગલાબંધ પુષ્પોની સુવાસથી હસનનું ઘર સ્વર્ગ જેવું બની રહ્યું હતું. સૌની વચ્ચે હુસન હસતે મુખડે ફરતો અને નિર્મળ હાસ્યના ફુવારા ઉડાડતો હતો. એટલામાં કમનસીબે હસનનો પાયજામો ઉતરી ગયો અને પરોણાઓ એટલા જોરથી ખડખડાટ હસી પડયાં કે હસનને તો ધરતી માગ આપે તો સંતાઇ જવા જેવું થયું. એ બિચારો એટલો બધો શરમાયો કે એજ વખતે ત્યાં એક ઘોડો બાંધ્યો હતો તેની ઉપર સ્વાર થઇ મારતે ઘોડે ગામ બ્હાર નીકળી ગયો અને ગામ બ્હાર ગયા પછી પણ શાંત ન રહ્યો–કોસોના કોસો સુધી આગળ નીકળી ગયો."

* બંગાળના એક જાતના ગાયકો.





હુસનની કમનસીબી સાંભળી જગતશેઠના ગંભીર મુખ ઉપર સ્મિત ફરકયું. "બિચારો શરમાળ જુવાન ! પરોણાઓની મશ્કરીનો ભોગ થઈ પડયો !" જગતશેઠના મુખમાંથી આપો આપ ઉદ્ગાર નીકળી ગયા.

"પણ નામવર ! મૂળ વાત તો હજી હવે આવે છે." લતીફ જરા અધીરો થતો હોય તેમ બોલ્યો.

બરાબર એજ વખતે હાજી અહમદ અને રાય રાયાન પધાર્યા. જગતશેઠે તેમની સામે બે ડગલાં ચાલી તેમનું સન્માન કર્યું.

"આપની યુક્તિ આબાદ ફતેહમંદ નીવડી; એ સારૂ આપને મુબારકબાદી આપવા ખાસ આપની રૂબરૂ આવ્યો." જગતશેઠની પડખે ગાદી ઉપર બેસતાં હાજી અહમદે કહ્યું. હાજી અહમદ અજીમાબાદનો સૂબો હતો, તે જગતશેઠની કૃપાથી બંગાળનો નવાબ બનવાની મહત્વાકાંક્ષા રાખતો.

જગતશેઠે કંઇ જવાબ ન આપ્યો. માત્ર આગ્રહપૂર્વક તેની સામે જોઇ રહ્યા. લતીફને તો જાણે લોઢાના પાયે પનોતી બેસતી હોય એવી વ્યથા થઇ.

"હકીકત એવી છે કે દિલ્હીથી છેલ્લા સમાચાર આવી ગયા છે. નાદીરશાહની છાપવાળા આપણા સીક્કાથી તે એટલો બધો ખુશખુશાલ થઈ ગયો કે તેણે બંગાળ તરફ સ્વારી વાળવાનું એકદમ માંડી વાળ્યું અને શહેનશાહ મહમદશાહની સલ્તનતમાં આવા બાહોશ તથા બહાદુરીની કદર કરનારા મહાજનો છે એમ જાણી તેણે બાદશાહ સાથે મૈત્રી બાંધી અને જે તાજ નાદીરના પોતાના માથે મુકાવો જોઇએ તે તાજ તેણે

ભરદરબારમાં આપણા બાદશાહને માથે મૂકયો. ખુદ બાદશાહના હજુરીઆઓ આ વાત લાવ્યા છે કે જગતશેઠની કુશળતા ઉપર શહેનશાહ મહમદશાહ આફરીન બન્યા છે." હાજી અહમદના મુખથી આ સમાચાર સાંભળી જગતશેઠના મ્હોં ઉપર સંતોષ અને પ્રસન્નતા છવાયાં. નાદીરશાહની લૂંટમાંથી બંગાળ બચી ગયું એમાં જાણે જીવનની એક સાર્થકતા સિદ્ધ થઈ હોય એટલો આત્મપ્રમોદ અનુભવ્યો.

"અમારી વાત પૂરી થાય છે. આપ ખુશીથી આગળ ચલાવો," રાય રાયાંને યાર લતીફ તરફ દ્રષ્ટિપાત કર્યો.

"બેઅદબી માફ કરજો, પણ લતીફને એની વાત પૂરી કરવાની તક મળવી જોઇએ," બંગાળના બન્ને અધિકારીઓને ઉદ્દેશી જગતશેઠે આછાં સ્મિત સાથે ઉચ્ચાર્યું.

"કઇ વાત !" અહમદે ઉત્સાહથી પૂછ્યું.

"એ કંઈક હસનની વાત લાવ્યો છે. તમે પણ સાંભળી શકશો." જગતશેઠે કહ્યું.

"ઓહો ? હસનના પાયજામાવાળી ?" હાજી અહમદની દાઢી અને મૂછથી ઢંકાઇ ગએલા મ્હોંમાંથી ખડખડાટ હાસ્ય છૂટયું.

"હાં, નામવર !" લતીફે જુના દોર સાથે નવો તાર સાંધતાં કહ્યું; "હસન તો બેઆબરૂમાંથી બચવા દેશ છોડીને ચાલ્યો ગયો. ઘર–બાર દોલત તજી અતિ દૂરના બીજા શહેરમાં જઈ વસ્યો. ત્યાં પણ કુદરતે તેને સારી યારી આપી. લાખો રૂપીઆ કમાયો. દસ–પંદર વરસે પાછો દેશમાં આવવાનો

વિચાર કર્યો. એણે માન્યું કે હવે લોકો એ વાત ભૂલી ગયા હશે. જે ગામમાંથી પહેરેલે કપડે નાઠો હતો તેજ ગામમાં પાછો આવ્યો. સાંઝ થઇ ગઇ હતી. સીમ અને ખેતરમાં ગએલા મજુરો પાછા ફરતા હતા. એટલામાં બે મજુર જેવી બાઇઓ વચ્ચે આ પ્રમાણે વાતચીત થતી તેણે સાંભળી:—

" બ્હેન ! આ છોકરાની ઉંમર કેટલી હશે ? " એક બાઇએ બીજી બાઇને પૂછયું.

" ઉંમરની તો ખબર નથી, પણ જે દિવસે હસનનો પાયજામો ઉતર્યો અને નાઠો એ દિવસે તેનો જન્મ થયો છે. તું જ વરસ ગણી લે ! " બીજી બાઇએ જવાબ આપ્યો.

આ વાતચીત સાંભળતાં જ હસનનું મ્હોં ઉતરી ગયું. એ બિચારો એજ રાતે ગામમાંથી પાછો ફર્યો અને વતનમાં આવીને રહેવાનો વિચાર કાયમને માટે માંડી વાળ્યો, હજુર ! લોકવાયકા તો કોઈ અજબ જેવી ચીજ છે. પૃથ્વીના પડ ઉપરની વસ્તુ ભુંસાય પણ એક વાર લોકજીભે ચડેલી ચીજ કોઇ કાળે ભુંસાતી નથી," લતીફ જાણે મૂળ સૂત્ર ઉપર મ્હોટું ભાષ્ય રચી રહ્યો હોય એવા અભિમાનથી જગતશેઠ સામે નીહાળતો બોલ્યો.

" લોકો ભૂલતા તો નથી, પણ ઉલટા તેની સાથે સાલ-વારી શરૂ કરે છે. ખરેખર દુનીયા એક અજાયબ વસ્તુ છે." લતીફને ઉત્તેજન આપતાં જગતશેઠે ઉમેર્યું.

હાજી અહમદ ચકોર માણસ હતો. પ્રસંગનો લાભ લેવાની તેની શક્તિ તથા બુદ્ધિ ખૂબ કેળવાઈ હતી. મૂળ તો

એ શુજાઉદ્દીનના આશરે આવીને રહેલો. હાજી અહમદનો ભાઇ અલીવર્દીખાં કરીને હતો. તે પણ શુજાના વખતમાં એક મામુલી સીપાઇ હતો. બન્ને ભાઇઓ બુદ્ધિબળ અને બાહુબળના પ્રતાપે જૂદા જૂદા પ્રાંતના સૂબા બન્યા હતા. અલીવર્દીખાં પટણાનો સુબો હતો અને હાજી અહમદ અજીમાબાદનું શાસનતંત્ર ચલાવતો.

"લોકો અતિશયોકિત કરે એ ખોટું: બાકી બંગાળના દરબારમાં એવો કયો અમલદાર કે જાગીરદાર છે, જેનું સરફરાજે ખુલ્લું અપમાન ન કર્યું હોય ?" હાજી અહમદે એ રીતે ચકમકનો એક તણખો પાડયો. તેને ખાત્રી હતી કે જગત્‌શેઠ જેવા અધિકારીઓના અંતરમાં પ્રકોપનો જે દારૂ દબાઇ રહ્યો છે તે ધીમેધીમે સળગી ઉઠવો જોઇએ.

રાય રાયાનનું પણ એક વખતે આ કરતાં યે વધુ આકરું અપમાન થયું હતું. તે જરા તત્ત્વજ્ઞાનીની ભાષામાં બોલ્યો "વસ્તુતઃ સરફરાજ પોતે જ પોતાની કબર ખોદી રહ્યો છે. અમલદારોને અપમાની એ કેટલા દિવસ બંગાળની નવાબી ભોગવી શકવાનો હતો ? બધા અપમાનો જ્યારે એકી સાથે બળ કરશે ત્યારે સરફ આપોઆપ ઉથલી પડશે."

એ આઘાત જગતશેઠના અતિ આળા ભાગ ઉપર પડતા હતા. મહાન્ પુરૂષોને અપકીર્તિ મૃત્યુના સહોદર જેવી જ લાગે છે. જગતશેઠ એ નબળાઇથી પર ન હતા. તેઓ માણસ હતા અને સ્વાભાવિક મહત્તા તેમને સ્વયં વરી હતી. સરફ જેવો એક વિષયી દુર્બળ નવાબ તેમનું અપમાન કરે, જગત્‌શેઠના મહિમાપુરના મહોલ્લામાંથી તેમની જ આશ્રિત એક કન્યાને ઉપાડી જાય અને એનો પશ્ચાત્તાપ કરવો તો એક બાજુએ રહ્યો,





પણ ઉલટો સામે ધસી આવી શીંગડા માંડે એ તેમને માટે અસહ્ય થઇ પડયું હતું. એટલું છતાં નવાબોની સાથે પરાપૂર્વથી જે સદ્‌ભાવ ચાલ્યો આવે છે તેમાં અવિચાર કે ઉતાવળને અંગે વિક્ષેપ ન પડે એ પણ તેમને જોવાનું હતું. તેઓ આ અપમાનનું ઝેર પી જવા પ્રયત્ન કરી રહ્યા હતા. પંદર–પંદર દિવસ થયા, પણ એ ઝેર ન પચ્યું. “જગતશેઠને સરફે લપડાક મારી કાઢી મૂકયા: જગતશેઠની પુત્રવધુ ઉપર અત્યાચાર થવા છતાં જગતશેઠ ફતેહચંદ લમણે હાથ મૂકી બેસી રહ્યા: સરફને જગતશેઠનું છુપું ઉત્તેજન ન હોય તો આમ બને જ નહીં.” એવી એવી કોઇ પારવિનાની ચિત્રવિચિત્ર વાતો ઘાટે, વાટે ને ચૌટે ચાલતી હતી. લતીફે તો હસનની વાર્તા પ્રાસ્તાવિક રૂપે કહી, પણ જગતશેઠ જોઈ શકયા કે આનો પ્રતિકાર વખતસર નહીં કરવામાં આવે તો જગતશેઠના વંશના કપાળે એક એવું કલંક ચોંટશે કે જે કોઈ દિવસ નહીં ભૂંસાય. આટલી જાહોજલાલી, આટઆટલી લાગવગ એ સર્વ આ કલંકમાં દબાઇ જશે. કીર્ત્તિ કરતાં કલંક વિરાટ રૂપ ધરશે.



લતીફ, હાજી અહમદ અને રાય રાયાનની વાતોમાંથી પણ જગતશેઠે એજ સાર ખેંચ્યો. “સરફ સરખા મચ્છરને મસનદ ઉપરથી ઉડાડવો એ જગતશેઠને માટે કઇ મ્હોટી વાત હતી?” વડવાનલની જેમ એ પ્રશ્ન જગતશેઠના અંતસ્તલને ખળભળાવી રહ્યો. હુક્કાની નળી હાથમાંથી સરી પડી. મ્હોં ઉપર વિલસતા શાંતિ, સ્થિરતા અને વિનોદના ભાવો ધીમે ધીમે અદૃશ્ય થયા.



“સરફ એક કરોડ રૂપીઆ મારી પાસે લેણા કાઢે છે

એ વાત પણ તમે સાંભળી તો હશે." અપ્રિય પ્રકરણના પાના પલટાવી નાખવાની ઇચ્છાથી જગતશેઠ બોલ્યા.

"એ બ્હાને એક કરોડ મળી જતા હોય તો ખોટું શું ? એની બદદાનત તો પગલે પગલે ખુલ્લી પડે છે." હાજી અહમદે ઉચ્ચાર્યું.

"મારે એના કરોડ રૂપીયા રાખીને શું કરવું છે ? એવા ખોટા આળ ન મૂકતો હોય અને સીધી રીતે માંગતો હોય તો તેને કોણ ના પાડે છે ? એનામાં માણસાઇ હોત તો આ ટંકશાળ એની નહીં તો બીજા કોની છે ?" પિતા, પુત્રને ઉદ્દેશી વાત કહેતો હોય એવી સ્થિર ગંભીર ઢબે જગતશેઠે અંતરનો ઉભરો ઠલવ્યો.

"એજ બધા દુઃખનું મૂળ છે, નામવર !" લતીફ આશ્વાસન આપતો બોલ્યો.

વિનોદથી આરંભાયેલ વાત વિષાદના પહેલા પગથીયા સુધી આવી પહોંચી. સરફ઼ સામે ઠેરઠેર અસંતોષ ફાટી નીકળ્યો છે એનો આ એક સબળ પૂરાવો હતો. વખતસર ચેતવામાં ન આવે તો રખે બંગાળ વિદ્રોહનો ભોગ થઇ પડે. દુશ્મનોનાં આક્રમણ કરતાં પણ આ આંતરવિગ્રહ બંગાળને હજારગણો વધુ કંગાળ બનાવી દે. शस्यश्यामला मलयज शीतला બંગાલ–જનની ફરી સૈકા–એ સૈકા સુધી પગભર બની શકે નહીં. જગતશેઠના મનમાં આ પ્રમાણે ચિંતાનું તુમુલ તોફાન ચાલી રહ્યું.

"બંગાળના બધા મુખ્ય જમીનદારોને બોલાવી, તેમની

સલાહ લઇ કંઇક રસ્તો તો શોધવો જ પડશે." અનુક્રમે હાજી અહમદ અને રાય રાયાન ભણી જોઇ જગતશેઠે ઉપસંહાર કર્યો.

" જમીનદારો અને રૈયત માત્ર આપને જ ઓળખે છે. આપનો નિર્ણય એજ સમસ્ત બંગાળનો નિર્ણય. કોઇ એવો જમીનદાર નથી, રૈયતનો કોઇ એવો મુખી નથી કે જે આપના ઉપકાર નીચે નહીં દબાયો હોય. વરસતી ચાંદની જેવી આપની કરૂણા મહેલથી માંડી ગરીબની ઝુંપડી સુધી પહોંચી ચૂકી છે. લોકો તો માને છે જ કે બંગાળનો ઉદ્ધાર આજે નહીં તો કાલે, આપના હાથે જ યોજાશે. આપ શાંત છો એટલે જ બંગાળ શાંત છે. આપ જે દિવસે બ્હાર આવી એક પડકાર માત્ર કરશો તે દિવસે હજારો બંગાળીઓ મેદાનમાં આવી ઉભા રહેશે." હાજી અહમદ આગળ બોલે તે પહેલાં જ જગતશેઠ બોલી ઉઠયાઃ—

"મારે વિદ્રોહ નથી જોઇતો. બંગાળનું એક તરણું પણ ન દુભાય એવી રીતે મારે રાજપલટો આણવો છે. એટલે જ આપણે સૌએ સાથે બેસીને વિચાર કરવો જોઇએ." જગત-શેઠની આ સૂચના સાથે સૌ સમ્મત થયા.



(૧૧)

ઉષા રોજ કરતાં આજે વ્હેલી ઉઠી, ભાગીરથીના નીતર્યાં જળમાં પોતાનું પ્રતિબિમ્બ નિહાળતી સ્તબ્ધ બની આભને આરે ઉભી રહી. અનંત યૌવનના અભિમાને તેના મૃદુતાભર્યાં મુખ ઉપર લાલીમા છવાઇ. મહિમાપુરનો ઘાટ એ વખતે નિર્જન હતો. રમતીયાળ શિશુ જેવી લહરીઓ ઘાટના પરિચિત પત્થરને પંપાળતી પ્રવાહમાં પાછી મળી જતી. લહરીના અંગુલીસ્પર્શે નિર્મળ ઘાટ ઘડીભર રસિક બનતો અને મહિમાપુરના સુભાગી નરનારીઓનાં કાનમાં સનાતન ગીતનાં સુર રેડતો.



અરીસામાં મ્હોં નીરખતી યુવતીની જેમ ઉષા પણ પોતાનું ભાન ભૂલી ગઇ. લજ્જા, ગર્વ અને તૃપ્તિના કુંળા રંગો તેના વદન ઉપર રેલાઇ રહ્યા. ઉત્તર તરફથી પવનવેગે વહી આવતી નૌકા ઉપર તેની દ્રષ્ટિ ન પડી હોત તો કોણ જાણે ક્યાંઇ સુધી તે ત્યાં ને ત્યાં જ થંભીને ઉભી રહેત. નૌકાનો આરોહી રખેને જોઇ લેશે એવા ભયથી, શિથિલ વસ્ત્રોને સંકોરતી ઉષા આકાશના અંતઃપુરમાં ઉતાવળે ચાલી ગઇ. અરૂણરાજ એનાં પગલાં સાંભળી ચમક્યો અને અલસ-નેત્ર ખોલી આસપાસ જોઈ રહ્યો.

જોતજોતામાં એક પછી એક પંદર-વીસ જેટલી નૌકાઓ આવી, ઘાટ પાસે ઉભી રહી. મહિમાપુરના ઘાટે ઘણીવાર આવી નૌકાઓની ભીડ જામતી. જમીનદારોની સમૃદ્ધિ અને કલાપ્રિયતા આ નૌકાઓમાં પણ સ્પષ્ટ દેખાઇ આવતી. કોઇ મયૂર આકારે, કોઈ ગરૂડ આકારે તો કોઇ દેવવિમાનના અનુકરણે રચાયેલી નૌકાઓ ભાગીરથીના તટને દીપાવતી.

મહિમાપુર પણ રોજ કરતાં આજે કંઇક વધુ ગંભીર હતું. જગતશેઠના વિશાળ મંત્રણાભુવનને પહેલેથી જ રાજભુવનની ઢબે શણગારવામાં આવ્યું હતું. સામાન્ય દિવસોમાં જે પ્રાસાદ અસંખ્ય અરજદારો અને કરજદારોથી ભરપૂર રહેતો તેમાં આજે જુદી રોનક દેખાતી હતી. ક્રમે ક્રમે બંગાળ, બિહાર ને ઓરીસાના લગભગ બધા મુખ્ય જમીનદારો જગતશેઠના મંત્રણાગૃહમાં પોતપોતાના સ્થાને ગોઠવાઇ ગયા. જગતશેઠ ફત્તેહચંદનું આગમન થતાં સૌએ ઉભા થઇ તેમનું સ્વાગત કર્યું.

જગતશેઠ જમીનદાર ન હતા; જમીનદારોના એકલા આધારરૂપ હતા. સૌને રાજકર ભરવા જગતશેઠને ત્યાં વખતોવખત આવવું પડતું, અને હવે તો કર પણ એટલા વધી પડયા હતા કે કર પૂરતી રકમ એકઠી કરતાં જમીનદારો નાકલીંટી ખેંચતા. વખતસર કર ન ભરી શકે એમને માટે સજાઓ પણ એટલી જ સખત હતી. એક અંગ્રેજ લેખક કહે છે કે મુર્શિદાબાદની પાસે એક ઉંડી ખાઈ તૈયાર કરવામાં આવી હતી અને તેમાં દુર્ગંધ મારતા પદાર્થો ભરવામાં આવ્યા હતા. જે કોઇ જમીનદાર કે ખેડુત વખતસર રાજકર ન ભરે તેને એ ખાઇમાં ડૂબાડવામાં આવતો. મુસલમાન અમલદારો આ ખાઇને "હિંદુઓનું વૈકુંઠધામ" કહેતા. આ વૈકુંઠધામની

શિક્ષામાંથી એક માત્ર જગતશેઠ જ બચાવી શકતા. જમીનદારો વૈકુંઠધામનું નામ સાંભળતાં જ કંપી ઉઠતા.

બંગાળનાં જમી-દારોમાં હિંદુઓ હતા તેમ મુસલમાનો પણ હતા. ઢાકા, પુર્ણિયા, પટણા, રાજશાહી તથા બર્દવાનના પ્રતિનિધિઓ આ મંત્રણામાં ખાસ ભાગ લેવા મહિમાપુર આવ્યા હતા. મંત્રણા સંબંધી એક અક્ષર પણ બ્હાર ન જાય તે સારૂ સંભાળપૂર્વક સાવચેતી રાખવામાં આવી હતી. મહિમાપુરનું વાતાવરણ ચિંતા અને ગાંભીર્યથી ઓતપ્રોત બન્યું હતું.

"બંગાળના આજના નવાબ વિષે આપના વિચારો જાણવા મેં આપ સૌ ભાઇઓને અહીં આમંત્ર્યા છે. તકલીફ તો જરૂર પડી હશે, પણ હું મારા એકલાને શિરે જવાબદારી લેવા તૈયાર ન હતો. જમીનદારોનું હિત જળવાય, રૈયતની શાંતિ અબાધિત રહે અને સૌને સામાન્ય એવી અડચણોનો ઉકેલ થાય તે સારૂ આપણે એકવાર એકઠા થવાની જરૂર હતી." જગતશેઠે મંગલાચરણ કર્યું.

જમીનદારોના જીગરમાં, સરફરાજ સામેનો અસંતોષ ધુંધવાઇ રહ્યો હતો તે હુતાશના રૂપમાં પ્રકટી નીકળ્યો.



"મહેસુલ પણ માંડ માંડ ભરી શકીએ છીએ અને તે ઉપરાંત "નજરાણા મોકરબી, જારમાથટ, માથટ પીલખાના, આબવાબ ફોજદારી" જેવા ખાસ કરો ગરીબ રૈયતના બરડા ઉપર ચામડે મઢેલા ચાબુકનું કામ કરે છે. જમીનદારોની ખાતર નહીં તો મુંગી રૈયતને ખાતર બંગાળની ગાદી ઉપર દયાળુ નવાબને બેસાડવો જોઇએ." ઢાકાના પ્રતિનિધિએ પોતાનો અભિપ્રાય ઉચ્ચાર્યો.

"એકલા દયાળુ નવાબથી નહિ ચાલે. બંગાળ ઉપર મરાઠાઓ ટૂટી પડવાની તૈયારીઓ જ કરી રહ્યા છે. પરદેશીઓનો પગપેસારો પણ કંઇ ઉપેક્ષા કરવા જેવો નથી. નબની ફાંસ પણ જો બળવાન દેહને બીમાર બનાવી મૂકે તો પછી પરદેશીઓના ત્રિશૂલ જ્યારે બંગાળની છાતી વિંધશે ત્યારે કાચાપોચા નવાબથી આ બંગાળનું રક્ષણ નહી થાય." બર્દવાનના રાજાએ વસ્તુસ્થિતિ વધુ સ્પષ્ટ કરતાં કહ્યું.

સરફની નબળાઇ અને દુષ્ટતા વિષે કોઇને મતભેદ હોય એમ ન લાગ્યું. જગતશેઠ પોતે સરફની વિરૂદ્ધ છે એમ સૌએ આગળથી જ માની લીધું હોય અથવા બીજું ગમે તે કારણ હોય, પણ સરફને પદભ્રષ્ટ કરવાની વાતમાં જગતશેઠની સાથે સૌ એકમત થયા. ઇતિહાસ સરફને પદભ્રષ્ટ કરવા માટે એકલા જગતશેઠને જ જવાબદાર માને છે, પણ બંગાળના જમીનદારોની સભામાં જ એ નિર્ણય થયો હતો એની નોંધ એજ ઇતિહાસમાં મળી આવે છે. જગતશેઠનું સરફે અપમાન કર્યું હતું અને તેમના આશ્રયે રહેલી એક કન્યાને રંજાડી હતી; એ બાબત ભલે બહુ મતભેદ ન હોય: પણ બંગાળનું ભવિષ્ય સ્વતંત્ર પરીક્ષાની એરણ ઉપર ઘડાયું હતું એ નિઃસંદેહ છે.

સરફરાજ અપ્રિય થઇ પડયો હતો. પરંતુ તેની જગ્યાએ કોને બેસાડવો એ વિષે જમીનદારો એટલી સ્હેલાઇથી એકમત થઇ શકયા નહીં. બંગાળને આજે એક એવા અધિકારીની જરૂર હતી કે જે રૈયત ઉપરનો કરભાર ઓછો કરે, પ્રજાનું પુત્રવત્ પાલન કરે, અને તે ઉપરાંત વખત આવ્યે કોઇની ઉપર આધાર ન રાખતાં, આક્રમણકારીઓની સામે તલવાર પકડી ઉભો રહે.



જમીનદારોમાં પણ કેટલાક એવા જોરાવર હતા કે સરફનું

આસન ઝુંટવી લેવું એ તેમને મન બહુ મ્હોટી વાત ન હતી. પરંતુ તેઓ જગતશેઠની ધાકને લીધે એ પ્રયોગ અજમાવવાનું સાહસ કરી શકતા નહીં. જગતશેઠ, દિલ્હીની શહેનશાહતના પ્રતિનિધિરૂપ છે અને તેઓ મનમાં લે તો જ શહેનશાહનો પરવાનો મેળવી આપે એ વાતની સૌને ખાત્રી થઈ ચૂકી હતી. પટણાનો હાજી અહમદ અને ઢાકાનો રાજવલ્લભ, બંગાળની મસનદ માટે ઉમેદવાર હતા. પણ નવાબની યોગ્યતાનો પ્રશ્ન ઉપસ્થિત થતાં તેઓ મૌન ધરી રહ્યા.

" બંગાળનો નવાબ મુસલમાન જ જોઈએ એવો આગ્રહ હું નથી રાખતો. જો કોઈ હિંદુ વીર ' મસનદ ' માટે બહાર પડે તો તેનો પક્ષ લેવા હું તૈયાર છું. " જગતશેઠે ઢાકાના રાજવલ્લભ સામે જોઈ આ શબ્દો ઉચ્ચાર્યા. હિંદુ જમીનદારો આથી ઉત્સાહમાં આવ્યા.



રાજવલ્લભના પરિચયમાં આવનારા તેને એક કુશળ રાજ-પ્રકરણી પુરુષ તરિકે ઓળખતા; પણ તે જેટલો કુશળ હતો તેટલો જ ખેલાડી હતો. તે ક્યારે ફરી જાય અને દ્રોહ કરી બેસે એ કંઈ કહી શકાય નહીં. રાજવલ્લભ પોતાની યોગ્યતા જગતશેઠની રૂબરૂ સિદ્ધ કરતાં સંકોચાયો. એમ પણ હોય કે તેને પોતાની પ્રપંચકુશળતા ઉપર એટલી બધી શ્રદ્ધા હતી કે ખુલ્લી સભામાં ઉમેદવારી નોંધાવવી એ તેને ન રુચ્યું હોય.

" અને આપણા અહમદ સાહેબને તો ઉત્કલ સિવાય બીજો પ્રદેશ પસંદ નહીં આવે. " જગતશેઠે કટાક્ષ કરતાં કહ્યું. જમીનદારો આનો અર્થ સમજી ગયા અને સભ્યતાના ખાતર પણ આવી સભામાં હસવું એ ઠીક નહીં એમ માની પરાણે હોઠ દાબ્યા. હાજી અહમદની નવાબ પદવીની આતુરતા એક

પળમાં પીગળી ગયા. જગતશેઠ માત્ર કારભાર કરી જાણે, છૂપી વાતોના મર્મ શું સમજે? એ પ્રકારનો તેનો ભ્રમ ઉડી ગયો.

" બંગાળ ને ઉત્કલ કયાં જૂદા છે ? " હાજી અહમદે શરમાતાં શરમાતાં કહ્યું.

" ભલે જૂદા ન હોય: પણ એક રમણીની ખાતર ઉત્કલનાં અંતર ઉકાળનાર અમલદાર પાસેથી બંગાળની રૈયત ઇન્સાફની આશા શી રીતે રાખી શકે? " જગતશેઠ ફતેહચંદની હૈયાતીમાં સીધી રીતે બંગાળની મસનદ મેળવવાનો હાજી અહમદનો આશા તંતુ એટલેથી જ તૂટી ગયો. ઉત્કલના એક ખૂણામાં ગુજરેલો જુલમ જગતશેઠ સુધી પહોંચી શકે છે એ જાણી તેનું મ્હોં ઉતરી ગયું.

'નવાબ' પદને માટે નાલાયક ઉમેદવારોનો નિર્ણય તો થયો, પણ અજ્ઞાત મંડળમાંથી લાયક પુરૂષને શોધી કાઢવાનું કામ આખરે જગતશેઠ ઉપર આવી પડયું. કાચના ટુકડાઓમાંથી હીરો પારખી લેવો એ માત્ર જગતશેઠથી જ બની શકે એમ સૌને લાગ્યું.

" મારી નજરે એક માણસ ચડે છે. કેટલાકોને તો એ નામ તદ્દન અપરિચિત હશે. તે જાતે મુસલમાન હોવા છતાં એક હિંદુ સંન્યાસીના સંસ્કારી વાતાવરણમાં ઉછર્યો છે. હિંદુ અને મુસલમાનને એક આંખે જોઇ શકે એવી તેનામાં શકિત છે. તેનું આજ સુધીનું ચારિત્ર એટલું જ નિષ્કલંક છે. શુજા-ઉદ્દીન પણ તેના પ્રત્યે ખૂબ શ્રદ્ધા ધરાવતો. યુદ્ધમાં તે કોઇથી ગાંજ્યો જાય તેવો નથી." અંધાર અટવીમાં દીપકનો પ્રકાશ પાડતા હોય એમ જગતશેઠે પ્રસ્તાવના રચી. જમીનદારો અધરશ્વાસે એ પુરૂષનું નામ સાંભળવા જગતશેઠની સામે મીટ માંડી રહ્યા.

હાથણી કળશ ઢોળતી હોય એવી ઢબે તેમણે આસ્તેથી ઉચ્ચાર્યું:—" એનું નામ અલીવર્દી–ખાં."

હાજી અહમદનો એ સગો ભાઇ થતો હતો. આ નામ સાંભળતાં જ અહમદ ઉત્સાહમાં આવ્યો. રાજવલ્લભ અને તેના અનુરાગીઓને કંઇ ખાસ વિરોધ દર્શાવવાનું કારણ ન હતું. અલીવર્દી–ખાંને જેઓ ઓળખતા હતા તેમને જગતશેઠની પસંદગી ગમી અને જેઓ અપરિચિત હતા તેમણે જગતશેઠ ઉપર શ્રદ્ધા રાખી પોતાની સમ્મતિ આપી.

સભાનો વિધિ એ રીતે સમાપ્ત થયો. અલીવર્દી–ખાંને બંગાળની ગાદી ઉપર બેસારવાને, દિલ્હીશ્વરનો પરવાનો મેળવવાનો અને સરફરાજ જો તોફાન જગાવે તો તેને પહોંચી વળવાનો બધો ભાર જગતશેઠને માથે આવી પડ્યો.



વસ્તુતઃ લોકમત જાણવા સિવાય આવી સભાઓ બોલાવવાનો જગતશેઠનો બીજો હેતુ ન હતો. દિલ્હીશ્વરે જગતશેઠમાં જે વિશ્વાસ મૂક્યો હતો તે અસ્થાને નથી એમ પૂર્વે પણ તેમણે ઘણા વાર સિદ્ધ કર્યું હતું. આજ પણ એવો જ એક પ્રસંગ હતો. નવાબો કે દિવાનો કરતાં બંગાળની રાજનીતિ ઘડવામાં જગતશેઠ પોતાને વધુ જવાબદાર માનતા. રાજા અને પ્રજા વચ્ચે ઉભા રહી, બન્નેને અકૃત્રિમ સ્નેહ–સાંકળથી જકડી રાખવા અને જમાનાએ સ્વીકારેલી નૈતિક મર્યાદાના બંધનમાંથી કોઇને પણ ચસકવા ન દેવા એ તેમનું વ્યવહાર સૂત્ર બન્યું હતું. અનિચ્છાએ–અલિપ્તભાવે તેમને આવી અનેક મંત્રણાઓમાં દોરાવું પડતું. પ્રતિભા, લાગવગ અને સમૃદ્ધિનું સંઘટિત બળ તેમને હંમેશા આવીજ યશકલગી પહેરાવતું.

---

## (૧૨)

જગતશેઠની એક ધારણા ખોટી પડી. તેમણે માનેલું કે મંત્રણાનો ભેદ છતો નહીં થાય; પરંતુ સરફરાજને કોઈએ ચેતવ્યો. જીંદગીમાં પહેલી જ વાર હાથમાં હથીયાર લઈ અલીવર્દી–ખાંની સામે લડવા નીકળ્યો. ઘેરીઆના મેદાનમાં સરફ અને અલીવર્દી–ખાં લડયા. સરફ મરાયો. સરફની પાછળ કોઈએ આંસુનું ટીપું ન પાડયું.

જગતશેઠનો હાથ પકડી, અલીવર્દી–ખાં બંગાળની મસનદ ઉપર બેઠો. તે જ્યારે પટણામાં હતો ત્યારે એક સાધુજને, તેને બંગાળનું રાજ્ય મળશે એવું ભવિષ્ય ભાખેલું. જગતશેઠની અમીદ્રષ્ટિ એ સ્વપ્નસિદ્ધિમાં નિમિત્તરૂપ બની. અલીવર્દી અને બાપુદેવ શાસ્ત્રી નામના એ વખતના એક પ્રસિદ્ધ પંડિત વચ્ચે ગાઢ મિત્રાચારી હતી. એ શાસ્ત્રીના શિક્ષણના પ્રતાપે અલીવર્દી હિંદુઓ અને મુસલમાનોમાં એક સરખો પ્રિય બની શકયો.

ઇતિહાસ ઉચ્ચારે છે કે અલીવર્દી–ખાંના ધાર્મિક જીવનના પ્રભાવે મુર્શિદાબાદનો રાજપ્રાસાદ પવિત્ર તપોવન જેવો બન્યો હતો. મસ્જિદે મસ્જિદે નમાજ અને મંદિરે મંદિરે યોગ્ય સમયે પૂજાપાઠ થતાં. ગરીબોને છૂટથી અન્ન તથા વસ્ત્ર વહેં-

ચાતાં. અદાલતમાં ન્યાય અને નીતિનું જ પાલન થતું. અવકાશના સમયમાં મૌલવીઓ તથા શાસ્ત્રીઓને બોલાવી અલીવર્દી–ખાં શાસ્ત્રનું રહસ્ય સમજવાનો પ્રયત્ન કરતો. વેશ્યાઓ બારણાં પાસે ફરકી શકતી નહીં. નાચરંગને રાજકાર્યમાં કલંક લગાડવાનો તલમાત્ર અવકાશ મળી શકતો નહીં. એનું કુટુંબ મ્હોટું હતું. ભાઇ, બ્હેન, બનેવી, પુત્રીઓ અને પુત્રીઓના સંતાનોને લીધે તેને ભાગ્યશાળી માનવાનું કોઇપણ ગૃહસ્થને મન થાય. અલીવર્દી–ખાં પોતે પણ વિસ્તૃત કુટુંબમાં અભિમાન લેતો. "સંસાર એ જ સાચું યુદ્ધક્ષેત્ર છે અને એ યુદ્ધભૂમિની અંદર જે માણસ સ્નેહીઓનાં અત્યાચાર સહન કરી શકે છે તે જ ખરો વીરપુરૂષ છે" એ તેનો મુદ્રાલેખ બન્યો હતો. બંગાળના કમનસીબે એ સૌભાગ્યે પલટો ખાધો. રાજલોભે સગાંઓની અંદર કલેશની હોળી સળગાવી અને આખરે બંગાળની તથા ક્રમે ક્રમે સમસ્ત ભારતમૈયાની સ્વાધીનતાનું બલિદાન દેવાયું.



અલીવર્દી–ખાં બંગાળની ગાદીએ આવ્યો કે તરત જ મરાઠા સૈન્યોનાં ઉપરા ઉપરી આક્રમણ શરૂ થયાં. એક વરસ પુરૂં નહીં થયું હોય એટલામાં સલ્તનતની પામર સ્થિતિનો લાભ લેવા એક તરફ બાલાજીએ અને બીજી તરફ રાઘોજીએ લૂંટફાટ શરૂ કરી દીધી. એ વખતે અલીવર્દી–ખાંની ઉમ્મર લગભગ પંચાવન વરસની હતી. એટલું છતાં આક્રમણ, વિગ્રહ કે બળવાના સમાચાર મળતાં, એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના લશ્કરને મોખરે આવી ઉભો રહેતો. પચીસ વરસ તે મસનદ ઉપર રહ્યો. પણ એકે વરસ એવું ખાલી નહીં ગયું હોય, જેમાં અલીવર્દી–ખાંને શત્રુનો સામનો કરવો પડ્યો ન હોય. મરાઠાઓ જે વખતે મરાઠી સામ્રાજ્ય સ્થાપવા

સારાયે ભારતવર્ષને ખુંદી રહ્યા હતા તે વખતે બંગાળનો તારણહાર જો કોઇ હોય તો એક અલીવર્દી–ખાં.



અલીવર્દી–ખાંને બંગાળનો આંતર વહિવટ સંભાળવાનો અવકાશ મળ્યો હોત તો કંપની સરકારનો ઇતિહાસ કંઇક જુદું જ સ્વરૂપ ધરત. એક તરફથી મરાઠાઓનો ઉપદ્રવ શરૂ થયો, બીજી તરફથી અંગ્રેજો–ફ્રેંચો અને ડચ વેપારીઓ પોતાનાં થાણાં જમાવવા મંડયા, ત્રીજી તરફ અલીવર્દી–ખાંના સગા-સંબંધીઓ રાજલોભમાં ભાન ભૂલી અંદર અંદર આથડયા. અને સૌથી ભયંકર અનિષ્ટ વાત તો એ બની કે અલીવર્દી–ખાં પોતાના ભાણેજ સીરાજ–ઉદ્દૌલાનો મોહ કેમે મૂકી શકયો નહીં. આ બધાં સામટા અનિષ્ટોએ એક સામટો હલ્લો કર્યો. બંગાળની ગાદી તો રૂની જેમ પીંખાઇ, એટલું જ નહીં પણ વામન સ્વરૂપમાં દેખાતી કંપની સરકારે અહીંથી જ પોતાનું વિરાટ સ્વરૂપ પ્રકાશવા માંડયું.

બંગાળના ઇતિહાસમાં "બર્ગીના તોફાનો" ખાસ સ્થાન રોકે છે. બાદશાહ ઔરંગઝેબ જેમને પર્વતના ઉંદરડા કહી અપમાનતો, અને હજુરીઆઓ જેમને કીડીની માફક છુંદી નાખવાનું અભિમાન ધરતા હતા, તેજ મરાઠાઓ વખત જતા કોંકણના ડુંગરાઓની બ્હાર નીકળ્યા અને બરાબર ડુંગરાઓના પ્રબલ જલધોધની માફક બંગાળ, બિહાર અને ઓરીસામાં ફરી વળ્યા. દિલ્હીનો બાદશાહ સમ ખાવા પૂરતો રહ્યો હતો. હિંદુસ્તાનના જૂદા જૂદા ભાગોમાંથી 'ચોથ' ઉઘરાવવાનું ફરમાન એ બાદશાહે જ મરાઠાઓને લખી આપ્યું. બાહુબળવડે એ કર ઉઘરાવતા તેઓ બંગાળમાં આવી પહોંચ્યા. એમણે બંગાળમાં જે ખુવારી કરી તે "બર્ગીના તોફાન" ના નામથી પ્રસિદ્ધ છે.

ભાગીરથીને પશ્ચિમ કીનારે હજી એ તોફાનોથી અણુસ્પર્શ્યો રહ્યો હતો. ઢાકા અને મુર્શિદાબાદ જેવી રાજધાનીમાં પગ મુકવાની આ મરાઠી સૈન્ય હિમ્મત કરી શકતું નહીં. એટલામાં એક દિવસે પશ્ચિમ કીનારા ઉપર બંગાળીઓનું ગગનભેદી આક્રંદ સંભળાયું. મરાઠાઓ ભાગીરથીની આસપાસના ગામો લૂંટતા, ઘરો સળગાવતા, ઘોડાની ખરીઓથી ઉભો પાક છુંદતા લગભગ મુર્શિદાબાદ પાસે આવી પહોંચ્યા. સ્ત્રી, પુરૂષો, બાળકો અને વૃદ્ધોનાં ટોળે ટોળાં ભાગીરથીના સામે કીનારે પહોંચવા અને હરકોઇ પ્રકારે જીવ બચાવવા દોડાદોડી કરી રહ્યાં. અલીવર્દીખાંને જેવા એ સમાચાર મળ્યા કે તરત જ તે જગતશેઠ ફતેહચંદની પાસે ગયો.

"ભૂખ્યા વરૂના ટોળા જેવા મરાઠા, પશ્ચિમ કીનારે આવ્યા છે. મુર્શિદાબાદને બહુ બીક નથી. છતાં તમે આપણાં કુટુંબોને કોઇ એક સલામત સ્થળે રાખી આવો." અલીવર્દીખાં પોતાનાં સગાં સ્નેહીઓ અને અસંખ્ય દાસ-દાસીઓ કરતાં પણ જગતશેઠ ઉપર અધિક શ્રદ્ધા રાખતા.

"કુટુંબના રક્ષણુના વિષયમાં આપ નિશ્ચિંત રહેશો. પણ મુર્શિદાબાદ કોને ભળશે ?" જગતશેઠે પૂછ્યું.

"મીર હબીબની પાસે થોડું લશ્કર મૂકતો જઉં છું. તે બધાને પહોંચી વળશે." નવાબે ઉતાવળે ઉત્તર વાળ્યો.

મીર હબીબની મુર્શિદાબાદમાં હાજરી હોય તો જગતશેઠને બ્હાર નીકળવામાં કંઇ ચિંતા જેવું ન રહે એમ નવાબ માનતો. જગતશેઠ પણ એને થોડે અંશે ઓળખતા.

જગત
શે
ઠ

જગતશેઠ બાદશાહી પરિવારને 'ગોદાગાડી' નામના સહિસલામત સ્થળે મૂકી આવ્યા. આ તેજ સ્થળ છે કે જ્યાં મહાનંદા અને પદ્માના બળવાન મોજાંઓ નિરંતર નિર્ભયતાના ઘેરા નાદ સુણાવે છે. બે મહાનદીઓનાં નીર જાણે કોઈ જન્મજન્માંતરના વિજોગી આત્માને આલીંગતા હોય તેમ અભિન્ન બની મહાસાગરમાં સમાવા ઉતાવળા વહ્યાં જાય છે. અહીં એક ન્હાનો સરખો કીલ્લો પણ હતો. જગતશેઠને થયું કે આવો જ એક કીલ્લો મુર્શિદાબાદની આસપાસ હોય તો મુર્શિદાબાદ કેટલું નિર્ભય બને ? અલીવર્દીખાંનો જમાઈ નવાજેસ મહમ્મદ અને જગતશેઠ ગોદાગાડીમાં રહ્યા.

અલીવર્દીખાં પોતે જબ્બર રણજોદ્ધો હતો. તેણે માનેલું કે મરાઠા-સૈન્યનો પરાભવ કરવામાં તેને બહુ બળ વાપરવું નહીં પડે. અને મરાઠા-સૈન્યની સંખ્યા જોતાં અલીવર્દીખાં એવું અનુમાન કરવામાં વાજબી હતો. પણ આ મરાઠાઓ રાજ્યો જીતવા ન્હોતા નીકળ્યા. તેમને તો હરકોઇ પ્રકારે લૂંટ ચલાવવી હતી, લોકોનાં મકાન સળગાવવાં હતાં અને એ રીતે મરાઠી સૈન્યની ધાક બેસારવી હતી. ડુંગરાઓમાં જે યુદ્ધ-નીતિને તેઓ અનુસરતા તેજ નીતિ આ સપાટ પ્રદેશમાં પણ તેમણે સ્વીકારી. અલીવર્દીખાંનું સૈન્ય જેવું સામે આવી ઉભું રહ્યું કે તરત જ મરાઠા સૈન્ય બે ભાગમાં વહેંચાઇ ગયું. એક ભાગ અલીવર્દીની સામે લડવામાં રોકાયો અને બીજો ભાગ ભૂખ્યા વરૂની જેમ મુર્શિદાબાદ તરફ ધસી ગયો. અલીવર્દીખાં એ બાજી તરત સમજી ગયો; પણ વ્યૂહમાંથી નીકળી છૂટવાની તેને કોઇ તક ન મળી.



લૂંટફાટની ખાતર મુર્શિદાબાદમાં આવેલા મરાઠાઓને

મીર હબીબે જો ધાર્યું હોત તો મારીને પાછા કાઢી શકત. પણ છેવટની ઘડીએ તે બેવફા નીવડ્યો—અલીવર્દીએ મૂકેલો વિશ્વાસ માત્ર આંધળા સ્નેહમાંથી જન્મ્યો હતો એમ તેણે પુરવાર કર્યું. મીર હબીબ લૂંટમાં ભાગ મેળવવાની આશાએ મરાઠાઓ સાથે મળી ગયો. મુર્શિદાબાદ ગઢવિનાનું ખુલ્લું પડ્યું હતું. **મીર**ની શીખવણીથી મરાઠાઓ પહેલો જ હલ્લો જગતશેઠની પેઢી ઉપર લઇ ગયા. આખો દેશ લૂંટવાથી તેમને જે સોનું-રૂપું ન મળી શકત તેટલું અહીં તેમને પ્રાપ્ત થયું. જગતશેઠ અને તેમનો પરિવાર, બાદશાહી કુટુંબ સાથે હોવાથી મરાઠાઓની સામે બચાવ કરવા કોઇ બ્હાર ન પડયું.

જગતશેઠની પેઢી લૂંટાય છે અને મુર્શિદાબાદ ઉજ્જડ બન્યું છે એ સમાચારથી વિહ્વળ બનેલો અલીવર્દી એકદમ મુર્શિદાબાદ તરફ દોડયો. પણ લૂંટવાની, નાસવાની અને છુપાવાની કળામાં પૂરા પાવરધા ગણાતા મરાઠાઓને તે યોગ્ય શાસન કરી શકયો નહીં. જે જગતશેઠ નવાબ-પરિવારનું રક્ષણ કરવા પોતાની પેઢી છોડીને ગયા હતા તેમને જ ત્યાં આવી લૂંટ થએલી જાણી નવાબ ઘણો ગુસ્સે થયો. જગતશેઠ જ્યારે પૂછશે ત્યારે પોતે શું જવાબ આપશે ? તપાસ કરતાં મીર હબીબ પણ દેશ તજીને નાસી ગયો હોય એવી બાતમી મળી. બીજાં બધાં વૈર ભૂલી જવાશે, પણ નવાબના આત્મીય જેવા જગતશેઠની પેઢી લૂંટાઇ એ વૈર તો કોઇ કાળે પણ ન ભૂલવાની અને તેનો યોગ્ય બદલો લેવાની અલીવર્દી-ખાંએ પોતાના મન સાથે મજબૂત ગાંઠ વાળી.

પુનઃ શાંતિ સ્થપાતાં અલીવર્દી-ખાં જગતશેઠની જાણે માફી માગતા હોય તેમ પેઢી લૂંટાયાની વાત કરી. પણ

એ વાત સાંભળી લીધા પછી જગતશેઠના મ્હોં ઉપર વિસ્મય, ચિંતા કે ખેદની એક પણ રેખા ન અંકાઇ. એ લૂંટ જગતનો એક અતિ સામાન્ય પ્રસંગ હોય એવી બેપરવાઇથી કહ્યું:— "પાતાળ કૂવાનું પાણી, કોઇ દિવસ તરસ્યા પીનારાઓ ખુટાડી શકયા છે? પેઢી એક એવો કૂવો છે કે જેમાં કયાંથી કેટલી સર વહે છે તેનું માપ હજી કોઇ કાઢી શકયું નથી. **મરાઠાઓ** તો કૂવામાંથી નહીં, પણ કૂવા પાસેના ખાબોચીયામાંથી જ થોડું પાણી પીને નાસી ગયા! એમાં અફસોસ કરવા જેવું શું છે?" **અલીવર્દી–ખાંને** થયું કે પોતાને રીઝવવાને સારૂ જ જગતશેઠ આ પ્રમાણે બ્હારનો દેખાવ કરે છે. બાકી મહામહેનતે એકઠું કરેલું નાણું લૂંટાઈ જાય તો કોને આઘાત ન થાય?

સમકાલીન મુતખ્ખરીનનો લેખક કહે છે કે પેઢીની લૂંટ જગતશેઠને મન એક નજીવી વાત હતી. લૂંટને બીજેજ દિવસે તેઓ દશ કરોડની દર્શની હુંડી લખી આપવાને શક્તિમાન હતા. જગતશેઠની સમૃદ્ધિ, હિંદુસ્થાનમાં ચાલતી અસંખ્ય આશ્ચર્યકથાઓ પૈકીની એક કથાવસ્તુ બની હતી.* **મરાઠાઓની** ધાડ પછી પણ જગતશેઠનો વેપાર પહેલાંની જેમજ ચાલતો.

એ બનાવને એક વરસ વીત્યું નહીં હોય એટલામાં બે સબળ શત્રુઓ **બંગાળ** ઉપર ચડી આવ્યા. એક તરફ **બાલાજી** અને બીજી તરફ **ભાસ્કર** પંડિત. બે દુશ્મનોની સામે એકી

---

* કલાઇવે પોતાની ઉપર મૂકાયેલા લાંચના તહોમતનો પ્રતિકાર કરતાં ઉમરાવો સમક્ષ કહેલું કે "હું જ્યારે મુર્શિદાબાદમાં ગયો અને ત્યાં સોના–રૂપા તથા ઝવેરાતના મોટા ગંજ જોયા ત્યારે હું મારા મનને કેવી રીતે કાબુમાં રાખી શકયો એ માત્ર મારો અંતરાત્મા જાણે છે!"

સાથે શી રીતે લડવું એ. મુંઝવણુ ઉભી થઇ. બાલાજીને જો બંગાળની ચોથના બદલામાં દસલાખ રૂપીયા આપવામાં આવે તો તે લડ્યા વિના પાછો જવા તૈયાર હતો. અલીવર્દી પાસે એટલું નાણું ન હતું. જમીનદારોનું કરજ કરીને પણુ બાલાજીનું મન સંતોષ્યું.

ભાસ્કર પંડિતને સમજાવી પાછા વાળવાની જવાબદારી જગતશેઠ ઉપર આવી. માનકરાના મેદાનમાં, જ્યાં ભાસ્કર પંડિતનું સૈન્ય પડ્યું હતું ત્યાં તેની સાથે વાટાઘાટ ચલાવવા જગતશેઠ ગયાઃ અલીવર્દી-ખાં જૂદી છાવણી જમાવી પરિણા-મની રાહ જોઇ રહ્યો.

ભાસ્કર પંડિત, મરાઠા સૈન્યનો કોઇ કદાવર, વાઘ જેવો વિકરાળ અને મહા મુસદ્દી સેનાનાયક હશે એમ જગતશેઠે માનેલું. પણુ તેને જોતાં જ જગતશેઠની એ ભ્રમણા ભાંગી ગઇ. ભાસ્કરનું ખીલતું યૌવન, દક્ષિણુના પહાડી સૌંદર્ય જેવું જ મનોરમ અને આકર્ષક હતું. વંશપરંપરાથી ઉતરતું ગૃહસ્થોચિત ગાંભીર્ય તેના મ્હોં ઉપર તરવરતું. તેની આંખોમાં રણુરાગને બદલે વિશેષે તો નિર્દોષતા જ નીતરતી હતી. દુશ્મનોને પણુ પ્રિય થઇ પડે એવા આ યુવાનને એનાં મા-બાપે આટલે દૂર યુદ્ધના મેદાનમાં મોકલવાની હિમ્મત કયા હિસાબે કરી હશે? જગતશેઠને ભાસ્કર વિષે પોતાના સંતાન જેટલો જ અનુરાગ ઉદ્દભવ્યો. જે દેશ પોતાના આવા અમૂલ્ય ધનને, રમતના એક પાસા તરિકે મેદાનમાં ફેંકી શકે છે તે પોતાનો ભગવો ઝુંડા સમસ્ત ભારતવર્ષ ઉપર ફરકાવવાના મહાભિલાષ કેમ ન રાખે? આવા કંઇ કંઇ વિચારો જગતશેઠના અંતરમાં રમણીય મુંઝવણુ ઉપજાવી રહ્યા.

जगत
शे
ठ

જગતશેઠ ભાસ્કર પંડિતને લાંચ આપી, પાછો રવાના કરવા આવ્યા હતા. પંડિત બંગાળના કાળરૂપે બંગાળની છાતી ઉપર ઉભો હતો. વાટાઘાટ પડી ભાંગે તો એજ ભાસ્કર અસંખ્ય નારીઓને ઘરબાર વિનાની બનાવવા, બાળકોને નિર્દયપણે રઝળાવવા અને ગૃહસ્થોનું સત્યાનાશ વાળવાને તૈયાર હતો. આવા માતૃભૂમિના એક દુશ્મન તરફ થોડો પણ સ્નેહ દ્રવે એ શું નબળાઇનો એક પ્રકાર ન ગણાય ?

ખરેખર, જગતશેઠ એજ ક્ષણિક નબળાઇના ભોગ બન્યા. તેઓ વયોવૃદ્ધ હતા. તેમને ત્યાં દીકરાના દીકરાઓ ખેલતા. ભાસ્કરને જોયા પછી તેમનું સ્નેહાળ અંતઃકરણ અવશ બન્યું. તેમને થયું કે મારા પૌત્ર જો આ રીતે પરદેશમાં લડવા જવાની હઠ પકડે તો આ દુર્બળ હૃદય બીજીજ ક્ષણે ધબકતું બંધ પડી જાય ! પરિવાર પ્રત્યેના ઉભરાતા સ્નેહમાંથી જ આ નબળાઇ જન્મી હતી.

ભાસ્કર સમજતો હતો કે જગતશેઠ બંગાળના કર્તાહર્તા છે. અલીવર્દી કરતાં પણ જગતશેઠનો મોભો ચડીયાતો છે. તેણે વિવેકપૂર્વક જગતશેઠને સન્માન્યા અને પોતાના કોઈ આત્મીયને મળતો હોય તેટલા બહુમાનથી પોતાની પાસે બેસાર્યા. નવાબના માણસો જગતશેઠ પ્રત્યે જે અદબ રાખતા તે કરતાં ભાસ્કરના આ વિવેકમાં તેમને વધુ સ્વાભાવિકતા સમાએલી હોય એમ લાગ્યું.

“ દક્ષિણના નૌજુવાનોનાં લોહીથી બંગાળની ભૂમિ રંગાય એમ અમે નથી ઇચ્છતા. તમ જેવા જુવાનો માબાપોને મન વ્હાલા હોય તે કરતા બંગાળ માતને તમે વધુ વ્હાલા લાગો છો.” જગતશેઠના હૈયામાં જે મનોભાવ હતા તે હોઠે આવ્યા.

" અમારા મા-બાપોને અમારાં શરીર વ્હાલાં નથી. અમારી રણભેરીના નાદ તેમને ઉન્મત્ત બનાવે છે. મરાઠી-સામ્રાજ્યના મનોરથ તેમને પુત્ર તથા પ્રાણ કરતાં પણ અધિક પ્રિય છે." ભાસ્કર એની સ્વચ્છ દંતપંક્તિ સમું નિર્મળ હાસ્ય હસ્યો.

"શહેનશાહ પોતે જો મરાઠાઓની ચોથ મંજુર રાખતા હોય તો પછી અમારાથી એની સામે શી રીતે વાંધો લઈ શકાય? બોલો, બંગાળ, બિહાર ને ઓરીસાની ચોથના બદલામાં આપ કેટલી રકમ લેવા તૈયાર છો?" જગતશેઠે સમાધાનીની શરૂઆત કરી.

" બાલાજીને તમે દસ લાખ આપી પાછો કાઢ્યો; પણ રાઘોજીનો આ પ્રતિનિધિ એમ નહીં છેતરાય." પિતામહની પાસે બાળક લાડ લડતો હોય એટલી મધુરતાથી ભાસ્કરે પોતાનો અસ્પષ્ટ નિશ્ચય દર્શાવ્યો.

" અમે તો સમજતા હતા કે અમારા બંગાળના જમાઈઓમાં જ આવી મનોદશા હશે." જગતશેઠે ધીમેથી ઉચ્ચાર્યું.

" એટલે?" ભાસ્કરે આતુરતાથી પૂછ્યું.

" એટલે એમ કે અમારા જમાઈઓ, સાસરાની ગરજ જોઈને એટલા પૈસા પડાવે છે કે સાસરો ઘરબાર વિનાનો થઈ જાય, કરજમાં ડૂબી જાય કે ભૂખે મરતો થઇ જાય તેની પણ તેમને દરકાર નથી હોતી. ત્રણ-ચાર કન્યાનો બાપ થયો એટલે અમારા બંગાળમાં કન્યાના બાપને ભીખ જ માગવી પડે!" જગતશેઠે આડકતરી રીતે બંગાળની સ્થિતિ સમજાવવા માંડી.

ભાસ્કર કંઇક સમજ્યો પણ ખરો; પરંતુ તે બંગાળની 'ચોથ'ને કુબેરનો ભંડાર સમજતો હતો. તેણે કહ્યું:—

"તો કંઈ નહીં. બંગાળના બે સારા શહેર લૂંટશું તો પણ દસ લાખ કરતાં વધુ માલ તો અવશ્ય મળી રહેશે."

"લૂંટફાટ" નું નામ સાંભળતાં જ જગતશેઠના કાન ચમક્યા. તેમનો ચ્હેરો ફીક્કો પડ્યો.

"બંગાળને લૂંટશો અને છતાં મરાઠી–સામ્રાજ્ય સ્થાપવાના અભિલાષ રાખશો ? જગતમાં ક્યાંઇ લૂંટારાઓએ સામ્રાજ્ય સ્થાપ્યાં જાણ્યાં છે ? શિવાજીમહારાજના ભગવા ઝુંડાને સમસ્ત ભારતવર્ષ નમે છે, પણ એ ઝુંડો આજે તમારી લૂંટફાટથી કલંકિત બન્યો છે. એવા ઝુંડાના આશરે ઉભું રહેવું તે કરતાં પરદેશીનો આશરો લોકો વધુ પસંદ કરશે." મરાઠાઓનાં ઉપરાઉપરી આક્રમણોનું સ્મરણ થતાં જગતશેઠ આવેશને વશ થયા. "બંગાળની દશા આજે તો તેના દુશ્મનોના દીલમાં પણ દયા આણે એવી છે. તેનું કોઇ ધણીધોરી નથી. દિલ્હીમાં બેઠો બેઠો શહેનશાહ દેશને લૂંટાવી રહ્યો છે. આજે બાલાજીને, કાલે રાઘોજીને, તો પરમદિવસે અંગ્રેજ વેપારીને નવાનવા કરારો અને દસ્તાવેજો લખી આપે છે. બીજી તરફ જમીનદારો સ્વતંત્ર થતા જાય છે. ન્હાના ન્હાના સીપાઇઓ પણ જાણે સમ્રાટના સગા ભાઇ હોય એવા સ્વચ્છંદ માણે છે. બંગાળની જ વાત હું કહી રહ્યો છું. બંગાળ આજે ચારે કોરથી ચૂસાય છે. બંગાળના લોહીથી તમે મહારાષ્ટ્રને સમૃદ્ધ બનાવવા માગો છો ? નિર્બળ બંગાળના નિશ્વાસ ઉપર તમારાં ઐશ્વર્ય શોભશે ? અને ચિરસ્થાયી રહેશે ?"

ભાસ્કર પંડિત ઝંખવાયો. વૃદ્ધ વૈશ્યનું હૈયું માતૃભૂમિની કંગાળીયત જોઈ ભીતરને ભીતર સળગી રહ્યું છે એમ તે સ્પષ્ટ જોઇ શક્યો. થોડીવાર પહેલાના અને અત્યારના જગતશેઠમાં જાણે જાદુઇ ફેરફાર થઇ ગયો હોય તેમ તેને લાગ્યું.

ભાસ્કર બંગાળની ચોથમાંથી ઓછું કરવા તૈયાર થયો. પણ કેટલું ઓછું લેવું તેનો નિર્ણય ન કરી શક્યો. કહ્યું:— "આવતી કાલે આપણે વધુ વિચાર કરશું–નવાબ અલીવર્દી–ખાં પણ ભલે આવે."

જગતશેઠ સમ્મત થયા. તે દિવસ તો એમને એમ પસાર થઇ ગયો. વગર યુધ્ધે જો બંગાળની તીજોરીમાંથી થોડું ઓછું નાણું મળતું હોય તો તે લેવા ભાસ્કર પંડિત લલચાયો. જગતશેઠની વાત સાંભળ્યા પછી તેનું હૃદય જરા કુણું બન્યું હતું.

બીજા દિવસનું પ્રભાત ઉગ્યું. માનકરાના મેદાનમાં સંપૂર્ણ શાંતિ પ્રસરી હતી. એ શાંતિ ઉપર અટ્ટહાસ્ય કરતી હોય તેમ તાલવૃક્ષોની પંકિત કંપતી ઉભી હતી. ભાસ્કર પંડિતનું સૈન્ય યુદ્ધની આશંકા વગર નિશ્ચિત હતું. જગતશેઠ સાથે સંધીની સરતો ઘડાય છે એ વાત કોઇથી છૂપી રહી ન હતી.

પહોર કરતાં પણ કંઇક અધિક દિવસ ચડયો હશે. જગતશેઠ અને અલીવર્દી–ખાં પોતાની છાવણીમાંથી બ્હાર નીકળ્યા. જગતશેઠે અલીવર્દી–ખાં સામે જોયું. તેની આંખો નીસાથી લાલ બની હોય અને સૂકા ઓઠને પળે પળે પીસતો હોય એમ લાગ્યું. યુદ્ધના મેદાનમાં રોજની શાંત નિદ્રા ન મળી હોય એવી જગતશેઠે કલ્પના કરી.

બંગાળના બન્ને ભાગ્યવિધાતા આગળ ચાલ્યા. પંડિતની છાવણી પાસે પહોંચ્યા. પહેરેગીરોએ જગતશેઠને ઓળખ્યા. અને સેનાપતિ પાસે જવાનો માર્ગ કરી આપ્યો. પંડિત પણ તૈયાર જ હતો. તેને અલીવર્દી–ખાં જેવા બંગાળના એક શાસકને નિહાળવાનો ઉમંગ હતો. જગતશેઠ જેવો પુરુષ

મધ્યસ્થ હોય ત્યાં સંધીની સરતો બન્નેને અનુકૂળ જ નીવડે એવી તેને ગઇ કાલથી શ્રદ્ધા બંધાઇ હતી.

યુદ્ધનું મેદાન યુદ્ધની પહેલાં અને પછી પણ સ્નેહ અને સ્વાગતમાં પ્રેમીઓના વિરલ વિહાર તથા સંકેતસ્થાન જેવું જ હોય છે. આ જ ભૂમિ ઉપર વીરો પરસ્પરને ભેટે છે અને અંતે ત્યાં જ સ્થાયી મૈત્રી બંધાય છે. ભાસ્કર પંડિત યુવાન હતો, વીરતાના સહજ ગુણો તેને વર્યા હતા.

કેટલીક પ્રાસ્તાવિક વાતચીત પછી ભાસ્કર પંડિતને પેશ્વાના પ્રતિનિધિરૂપે બંગાળ કેટલી ચોથ ભરી શકે એ મૂળ પ્રશ્ન ઉપસ્થિત થયો. અલીવર્દી-ખાં આ બધો વખત કંઇ ઉંડા વિચારમાં નિમગ્ન હતો. રોજનો ઉલ્લાસ તેણે ગુમાવ્યો હતો. દશે દિશાઓ તેને ખાવા ધાતી હોય એવી ગભરામણ તેના મ્હોં ઉપર પથરાઈ હતી. સંસારની ઉપાધિ, રાજ્યના પ્રપંચો અને માથાઝીકથી કંટાળીને જાણે જીવનના છેલ્લા સૂત્રને તોડી નાખવા ઉતાવળો થયો હોય એવી કલ્પના થઇ શકે.

ભૂતના આવેશથી વિહ્વળ બનેલો પરવશ માણસ એકદમ ઉઠે તેમ અલીવર્દી-ખાં એબાકળો ઉઠયો અને વિજળીની ઝડપે મ્યાનમાંથી શમશેર ખેંચી ભાસ્કર પંડિતનું માથું ધડથી જૂદું કરી નાખ્યું ! એક પળવાર તો જગતશેઠ કંઈ સમજી જ શકયા નહીં. આકાશમાંથી વિજળી પડે અને માણસ મૂર્છિત બની જાય તેમ જગતશેઠના હોશકોશ ઉડી ગયા ! અલીવર્દી-ખાં જેવો સજ્જન માણસ આ પ્રકારનો વિશ્વાસઘાત કરે એવી તો તેણે સ્વપ્નમાં પણ કલ્પના કરી ન્હોતી. એને અત્યારે આ શું સૂઝયું ?

" અલીવર્દી-ખાં ? વિશ્વાસઘાત ? " પાનાળમાંથી કરૂણ આક્રંદ આવતું હોય તેમ જગતશેઠે કહ્યું.

" મરાઠાઓ મુર્શિદાબાદ લૂંટી ગયા તેની સજા ! " અલીવર્દી અપરાધીની જેમ પોતાના મનની સાથે બબડયો.

આસપાસ બધે શાંતિ હતી. ભાસ્કરને એક ચીસ નાખવા જેટલો અવકાશ મળ્યો હોત તો પણ જગતશેઠ કે અલીવર્દી-ખાં આટલા સહિસલામત ન રહેત. મરાઠી-સૈન્ય આ વિશ્વાસઘાતથી તદ્દન અજ્ઞાત હતું અને તેથી જ સુખી હતું. સમાધાનીની ક્ષણો ગણાતી હતી તેટલામાં જ અલીવર્દી-ખાં દગો રમી ગયો.

માનકરાના મેદાનમાં એ રીતે બંગાળના નવાબ અલીવર્દી-ખાંએ પોતાનો કલંક-સ્તંભ રોપ્યો. તેની આખી જીંદગીની સરળતા-સાધુતા ઉપર પાણી ફર્યું !

આ ભયંકર વિશ્વાસઘાત જોયા પછી જગતશેઠ ફતેહચંદનું હૈયું ચીરાઈ ગયું. અલીવર્દીની સામે ઉંચી આંખ કરીને જોવાની પણ હિમ્મત ન ચાલી. રાજપ્રકરણી કામકાજમાંથી તેમણે સદાને માટે મૌનવ્રત સ્વીકાર્યું. એમણે નિશ્ચય કર્યો કે- " બંગાળના બુરા ભાગ્યે જ અલીવર્દી પાસે આ ભયાનક ભૂલ કરાવી છે. સારી યે શહેનશાહતને તેનું ઝેર ચડયા વિના નહીં રહે. પ્રલયકાળના પડછાયા આ રીતે જ પડે ! "

જગતશેઠ, એ બનાવ પછી વધુ વખત જીવી શકયા નહીં. અલીવર્દી-ખાં તો એક રીતે માનકરાના મેદાનમાં જ મરી ગયો હતો. ભાસ્કર મરીને અમર થયો અને અલીવર્દી જીવતાં મૃત્યુની યંત્રણા વેદી રહ્યો. ત્રણ-ચાર વરસના આંતરે બંગાળના એ બે ભાગ્યવિધાતા અનંતતામાં મળી ગયા.

અલીવર્દીને ત્રણ પુત્રીઓ હતી, એકે પુત્ર ન હતો. અલીવર્દીના ભાઇ હાજી મહમદને ત્રણ પુત્રો અને એક પુત્રી હતી. અલીવર્દીની ત્રણે પુત્રીઓ હાજી મહમદના પુત્રો સાથે પરણી હતી. એ ત્રણે જમાઇઓ અનુક્રમે પટણામાં પૂર્ણીયામાં અને ઢાકામાં નવાબ નીમાયા હતા. અલીવર્દીને એક બ્હેન હતી, તેના લગ્ન મીરજાફર સાથે થયા હતા અને મીરજાફર બંગાલનો સીપાહસાલાર હતો. હાજી અહમદની પુત્રી આતાઉલ્લા સાથે પરણી હતી.

અલીવર્દીએ પોતાની હૈયાતીમાં જ, સીરાજ–ઉદ્દૌલાને (પુત્રીના પુત્રને) પોતાના પોષ્યપુત્ર તરિકે ઉછેરી મ્હોટો કર્યો હતો. અલીવર્દીએ તેને બચપણથી એટલા લાડમાં રાખ્યો હતો કે જો સારી સોબત અને સંસ્કાર ન મળે તો બંગાળની મસનદ ઉપર તે વધુ વખત ટકી ન શકે એમ રાજદ્વારીઓ પહેલેથી જ માનતા. એક વખતે, સીરાજ જ્યારે ચૌદ વરસનો હતો ત્યારે તેણે અલીવર્દીને–બંગાળના નવાબને, એક ઓરડામાં પૂરી પૂરા પાંચ લાખ રૂપીયા આપે તો જ ઓરડામાંથી બહાર કાઢવાનો દુરાગ્રહ દાખવ્યો હતો. અલીવર્દી પાસે ગજવામાં એટલા પૈસા ક્યાંથી હોય? જમીનદારો અને જગતશેઠ એટલું નાણું

આપવાને કબૂલ થયા ત્યારે જ અલીવર્દી ઓરડાંની બ્હાર આવી શક્યો. જમીનદારોએ પોતાના નવાબને છોડાવવા માટે જે પૈસા સીરાજને તે વેળા આપ્યા તેટલાથી તે સંતોષાયો નહીં. તેણે એક વધારાના કર તરિકે દર વરસે એટલાં જ નાણાં જમીનદારો પાસેથી કઢાવવાનું નવું ધોરણ શરૂ કર્યું. આ તેના બાળપણાનાં લાડ હતાં.

અલીવર્દીના ભાઈ હાજી અહમદે અઝીમાબાદ અને પટણાની સુબેદારી ભોગવી હતી. સરફરાજ પછી તેને મુર્શિદાબાદના સિંહાસન ઉપર બેસવાની હોંશ હતી. પણ તે ફળીભૂત ન થઈ. છતાં પોતાના ભાઈ ઉપર એ કળશ ઢળે છે અને પોતાનો પુત્ર, પુત્ર નહીં તો પૌત્ર બંગાળનો ભાવી નવાબ બનશે એવી આશા રાખી રહ્યો.

અલીવર્દી–ખાં પોતાના સ્થાને સીરાજ–ઉદ્દૌલાને સ્થાપવાના છે એવી વાત ફેલાતાં સીરાજની માશીના પુત્રો, મીરજાફર, આતાઉલ્લા, વગેરે વચ્ચે બંગાળની ગાદી માટે હરિફાઈ ચાલી.

સીરાજની રાજનીતિ અને તેના અંગત ચારિત્ર વિષે ઇતિહાસવિવેચકોમાં પુષ્કળ મતભેદ છે. કોઈ તેને અતિ કુશળ રાજદ્વારી પુરૂષ તરિકે ઓળખાવવાનો પ્રયત્ન કરે છે, તો કોઈ વળી તેને નરાધમ કહી વગોવે છે. કોઈ કહે છે કે સીરાજ, અંગ્રેજોનો વિરોધી હતો તેથી અંગ્રેજોએ તેને ભયંકર માણસ ચીતર્યો: કોઈ કહે છે કે જગતશેઠ અને બીજા જમીનદારોના સ્વાર્થ ન સધાયા તેથી તેમણે સીરાજની સ્વાભાવિક મહત્તા, અપવાદનાં ઘેરાં વાદળવતી ઘેરી રાખી. કોઈ કોઈ તો તેના દેખીતા દુર્ગુણોનો બચાવ કરવાની પણ ધૃષ્ટતા કરે છે.

એટલું છતાં તે પૂરો વિલાસી, સ્વચ્છંદી અને અભિમાની હતો એ વિષે બહુ મતભેદ નથી. **સીરાજના** દરેક દુર્ગુણનો બચાવ શોધનારાઓ પણ એ વાતની ના પાડી શક્યા નથી. સામાન્ય દિવસોમાં પ્રજા એ બધું નભાવી લેત. પરંતુ એ સંક્રાંતિનો કાળ હતો. ભારતીય સંસ્કૃતિ પ્રસૂતિની પીડા વેદી રહી હતી. એક તરફ **અલીવર્દીનાં** સગાંઓ, **સીરા-**જની માશીના પુત્રો, તેમના અધિકારીઓ, પોતપોતાની પસંદગીના નવાબ સ્થાપવા કારસ્થાનો રચતા હતા; બીજી તરફ **જગતશેઠ**, જમીનદારો અને વેપારીઓનાં દીલ, જૂદાં જૂદાં કારણોને લીધે બેચેન બન્યાં હતાં. એટલામાં **સીરાજે** ધોળે દહાડે, હુસેનકુલી-ખાં નામના એક સરદારનું મુર્શિદા-બાદની શેરીમાં ખૂન કર્યું! તેનું શબ ખૂરે હાલે શેરીઓમાં રઝળાવ્યું! પોતાના જ એક પ્રતિનિધિ-જાનકીરામનું તેણે છડેચોક અપમાન કર્યું! **મોહનલાલ** નામના એક ગૃહસ્થની બ્હેન-**બંગાળમાં** જે સૌથી અધિક સુંદરી અને ક્ષીણાંગી મનાતી હતી તેને પોતાના અંતઃપુરમાં આણી, **મોહનલાલનું** મ્હોં લાલચથી બંધ કરી દીધું. રાણી **ભવાની** નામની એક બહુ જ પવિત્ર અને પૂજ્ય ગણાતી વિધવાની પુત્રી-**તારાને** **સીરાજે** પોતાની શય્યાસહચરી બનાવવાની પ્રપંચજાળ પાથરી! **તારા** વિધવા હતી. તેને આ પ્રપંચની જાણ થતાં ગંગા કીનારે ચીતા સળગાવી, જીવતી બળી મુઇ! આ બધાં કારણોને લીધે **સીરાજ બંગાળનું** દીલ જીતી શકયો નહીં.

જગતશેઠ ફત્તેહચંદના બે પૌત્રો **મહતાબચંદ** અને **સરૂ-**પચંદ, રાજપ્રપંચથી અલિપ્ત રહી પોતાના વેપાર તરફ અધિક લક્ષ આપતા હતા. જગતશેઠ ફત્તેહચંદે જ પોતાના છેલ્લા દિવસોમાં મૃત્યુશય્યા ઉપર કહેલું કે " **બંગાળના** દુર્ભાગ્ય

આડા હવે કોઈથી હાથ દઈ શકાય એમ નથી. બને ત્યાં સુધી કોઈ રાજપ્રપંચમાં માથું ન મારતા."

એ વખતે મોગલ-સલ્તનતનો સૂર્ય અસ્તાચલની છેલ્લી ક્ષિતિજરેખા ઉપર થંભીને ઉભો હતો. મરણપથારીએ પડેલા માણસની દર્દભરી દ્રષ્ટિ જેવો તેનો આછો પ્રકાશ, દિલ્હીની ચાર દિવાલો વચ્ચે પૂરાઈ રહ્યો હતો. અહમદશાહ અને આદીલશાહ, મોગલ સામ્રાજ્યનાં એવાં જ છેલ્લાં બે કીરણો હતાં. અબ્દલીની ઉપરા ઉપરી સ્વારીઓને લીધે એ કીરણ પણ ઓલવાઈ ગએલા અંગારા જેવાં બન્યાં હતાં. એટલું છતાં એ શહેનશાહો જગતશેઠના પૌત્ર મહતાબચંદને, જગતશેઠની પદવીથી સન્માનવાનું ન ભૂલ્યા. મહતાબચંદ જગતશેઠના પદે સ્થપાયા એટલું જ નહીં પણ તેમના ભાઈ સરૂપચંદ શહેનશાહની સ્વેચ્છાથી 'મહારાજા' બન્યાં. બંગાળના પ્રસિદ્ધ જૈનતીર્થ "પારસનાથ ટેકરી" નું સંપૂર્ણ સ્વામીત્વ પણ આજ ભાઈઓને શહેનશાહી ફરમાનથી સોંપાયું હતું. જગતશેઠ મહતાબચંદે ઉત્તર હિંદ જેટલી જ દક્ષિણ હિંદમાં પણ વ્યાપારી પ્રતિષ્ઠા મેળવી હોય એવા કેટલાક ઐતિહાસિક આધારો મળી આવે છે.

ઇચ્છાએ કે અનિચ્છાએ પણ તેમને બંગાળના રાજપ્રકરણમાં તણાવું પડતું. સીરાજ-ઉદ્દૌલાના સમયમાં, આપત્ ધર્મના આવા જ કેટલાક વિકટ પ્રસંગો વચ્ચેથી તેમને પસાર થવું પડયું. બંગમૈયાની સેવા કરવા જતાં તેમને કેવળ સંપત્તિનાં જ નહીં પણ દેહનાંયે બલિદાન ધરવાં પડયાં.



સૌભાગ્ય અને સૌંદર્યે જે થોડાઘણાં નામોને ઇતિહાસમાં અમર કર્યાં છે તેમાં એક 'મોતીઝીલ' નો પણ સમાવેશ થાય છે. ઢાકાના નવાબ નવાજેસ મહમ્મદે પૂર્ણ દ્રવ્ય ખરચી આ મહેલ બનાવ્યો હતો. મોગલ રાજદરબારીઓનો ઉદ્યાન-વિલાસ જગજાહેર છે. નવાજેસે મોતીઝીલના મહેલ તથા ઉદ્યાન પાછળ ઢાકાનો રાજભંડાર ઠલવ્યો હતો. નવાજેસ કરતાં તેની બેગમ-ઘસીટા, ઘણી જ કલાપ્રિય અને ઉલ્લાસભરી હતી. ઘસીટા-બેગમની નારી-હૃદયની કુમાશ આ મોતીઝીલમાં મૂર્ત્તિમંત બની હતી. સારોયે મહેલ કાળા સંગેમરમરનો બન્યો હતો. ઉદ્યાનનાં ન્હાનાં-મ્હોટાં અસંખ્ય ઝરણો ઘડીનો પણ થાક લીધા વિના વર્ષાઋતુના સ્વાભાવિક સૂર આલાપતાં. કુંજો અને લતામંડપોમાં બારે માસ વસંત વિહરતી. રાત્રીએ જ્યારે ખંડે ખંડે દીપમાળ પ્રકટતી, સુગંધી ધૂપથી દશે દિશાઓ ઉભરાતી અને ઉદ્યાનમાંથી તાજાં ખીલેલાં પુષ્પોની સુવાસ બહેકતી ત્યારે "મોતીઝીલ" માં માનવીનો વાસ હશે કે વાર્તા-માંની પરીઓનું વિલાસભવન હશે એવો પ્રશ્ન ઉદ્ભવે.

૧૦૦ નવાજેસ ઢાકાનો નવાબ હતો, પણ તે રાજવલ્લભ ઉપર કારભારનો બધો ભાર સોંપી નિશ્ચિંત બન્યો હતો. નવાજેસ

અને ઘસીટાનું મીલન, કુદરતનો એક અકસ્માત્ હતો. નવાજેસ 'ભગવાનનું માણસ' હતો. રાજવલ્લભ ઢાકાથી જે રાજકર મોકલતો તેનો ઉપયોગ ગરીબ–ગરબાંઓને અન્નવસ્ત્ર પૂરા પાડવામાં તથા મંદિર કે મસ્જિદ બંધાવવામાં જ કરતો. ઘસીટા એ ધાર્મિકવૃત્તિને એક પ્રકારની ઘેલછા ગણી કાઢતી. યૌવનની ઉદ્દામતા અને વૈભવનો ઘમંડ તેના વ્યવહારમાં તરી આવતાં. 'મોતીઝીલ' એ રીતે સેવા અને વૈભવનું એક વિચિત્ર સંગમક્ષેત્ર બન્યું હતું. નવાજેસ જેટલો લોકપ્રિય હતો તેટલી જ ઘસીટા–બેગમ લોકબત્રીસીએ ચડી હતી.

એક રાત્રે મહિમાપુરની શેરીઓમાંથી એક બાદશાહી પાલખી પસાર થઇ અને કયાંઈ અટકયા વિના સીધી મોતીઝીલ તરફ ચાલી ગઇ.

સીરાજના "હીરાઝીલ" ની જેમ અહીં હબસી કે તુરકીનો સશસ્ત્ર પહેરો ન હતો. નવાજેસના 'મોતીઝીલ' માં ગરીબમાં ગરીબ ગણાતો ફકીર કે ભીખારી વગર પૂછયે જઇ શકતો. નવાજેસના બારણાં અહોનિશ સૌને માટે ખુલ્લાંજ રહેતાં. તેને કોઇનો ભય ન હતો, કારણ કે તેને એક પણ શત્રુ ન હતો.

પાલખી તેના આરોહી સાથે મોતીઝીલના ઉદ્યાનને વીંધી, રંગભવન પાસે આવી પહોંચી. પાલખીમાંથી એક પુરૂષ બ્હાર આવ્યો. ધીમે ધીમે સંકોચાતા દીલે તે પગથીયાં ચડયો. રંગભવનના સુગંધી તેલથી ભરેલા દીપકો પૂર્ણિમાની જ્યોત્સ્ના સાથે સ્પર્ધા રમી રહ્યા હતા. પાલખી ઉચકી લાવનારા ભૈયા તરત જ ઉંચી આંખ કર્યા વિના ત્યાંથી ચાલ્યા ગયા.

" પધારો, જગતશેઠ !" વીણાના ઝંકાર જેવા શબ્દો સંભળાયા.

મહતાબચંદે જોયું તો નવાજેસ મહમદની બેગમ–ઘસીટા પોતે અતિથિને આવકાર આપવા સામેથી ચાલી આવતી હતી. તેને આઘેથી જોતાં જ જગતશેઠને થયું કે 'મોતી–ઝીલ' જેવું ભવ્ય છે તેવી જ તેની અધિષ્ઠાત્રી પણ જાજ્વલ્યમાન છે. ઘસીટા યૌવનની સીમા ઓળંગી ગઇ હતી, છતાં તેનો વિલાસ એ ઉણપ પૂરવા સતત્ મંથન કરતો. ઓલાતા અગ્નિને, છૂટાં છવાયાં તરણાં સળગતો રાખે તેમ વિવિધ વસ્ત્રાલંકાર, ઘસીટાના રૂપરાશીને ઉછીનો ઉજાશ આપતાં. જે કેટલાક દમામ પ્રેક્ષકને જોતાં જ આઘાત કરે, તે આ બેગમમાં પુરેપુરું આધિપત્ય જમાવી રહ્યા હતા. જગતશેઠ, પ્રયત્ન કરવા છતાં બેગમની સામે મીટ ન માંડી શકયા. દૃષ્ટિવિષ સર્પની સામે આવી ઉભા હોય અને અંતરમાં આછી આગ અનુભવતા હોય તેવી બેચેની અનુભવી રહ્યા.

ઘસીટા બેગમ અને જગતશેઠનો આ પહેલો જ પરિચય હતો. બન્નેએ એકબીજા વિષે ઘણું ઘણું સાંભળ્યું હતું. ઘસીટા માનતી કે મહતાબચંદ માત્ર વેપારી નથી, શાહેનશાહ તેની સલાહ સાંભળે છે. મહતાબચંદ પણ બેગમના રાગરંગ અને વિલાસથી અજાણ્યા ન હતા.

" જરૂરી કામ માટે મારે આપને અહીં બોલાવવા પડયા છે." બેગમ સાહેબે એક સુશોભિત પાટ ઉપર બેસતાં કહ્યું. અને તે સાથે જ સામેની તૈયાર બેઠક ઉપર બેસવાનું જગતશેઠને હાથના ઇસારાથી સુચવ્યું.

" બંગાળના આપ એક હિતચિંતક છો, શહેનશાહતના પણ એક મહારથી છો; છતાં નજર સામે ગુજરતા અન્યાયો સાંખી લ્યો એને આશ્ચર્ય કહેવું કે કમનસીબી કહેવી એ સમજાતું નથી." બેગમ પ્રશંસાની સાથે સ્નેહમિશ્રિત ઠપકો આપતી હોય એમ બોલી.

મહતાબચંદે બાદશાહી રંગમહેલનાં રહસ્યો માત્ર કાનેથી સાંભળ્યાં હતાં. આવા માયામંદિરોમાં આવતાં પહેલાં કેવાં અભેદ્ય કવચ પહેરવાં પડે તે તેમને સમજાયું. સ્નેહ, પ્રીતિ, પ્રશંસા અને ઠપકાના જે જે તીર છૂટે તે ઝીલવા તેઓ સવિશેષ સાવધ બન્યા.

" સીરાજની આ હેવાનીયત ક્યાં જઇ અટકશે તે કંઇ કહી શકશો ?" બેગમ જાણે પોતાના આત્મીય પાસેથી આગ્રહ પૂર્વક જવાબ માગતી હોય તેમ મહતાબચંદ સામે તાકી રહી.



" એ બિચારો હજી નવો નીશાળીયો છે. અલીવર્દી–ખાંના ઉપદેશ પ્રમાણે ચાલવાનો પ્રયત્ન કરે છે. પડતોં, આખડતો પણ રાજધુરા ઉચકશે અને આપના જેવાં સગા–સ્નેહીઓની સહાય હશે તો કાલે બધું થાળે પડી જશે. હજી ગઇ કાલ સુધી જે માતામહના ખોળામાં બેસી લાડ જ લડયો છે, સ્વાર્થીઓના સહવાસે માત્ર મોજશોખ જ શીખ્યો છે, તેની પાસેથી આપણે વધુ શી આશા રાખી શકીએ ? સુધરવાની તક તો આપણે આપવી જોઇએ ને ?" જગતશેઠ મહતાબચંદે નિષ્પક્ષભાવે ઉચ્ચાર્યું.

" તમને અત્યારે આશાવાદ સુઝે છે ! અને તમે જેને આવતી કાલ માનો છો તે એક મહિના પછી ઉગે કે એકસો વરસ પછી ઉગે તેની ચિંતા તમારે શાસાર રાખવી જોઇએ ?

તમારા ક્રોડોના વેપારમાં એક પાઇનીયે ખોટ જતી હોય અને આશાવાદના શિખર ઉપર આમ નિશ્ચિતપણે ઉભા રહો તો હું તમને શાબાસ કહું ! ભલેને ભલભલી કૂળવધુઓની લાજ લુંટાય, ભલે મુર્શિદાબાદની શેરીઓ વગરકારણે લોહીથી છંટાય, ભલે આકાશ-પાતાળ એકાકાર થઇ જાય; તમારી પેઢીઓ સહિસલામત રહે ત્યાંસુધી દેશની કે રાજ્યની તમને શું પડી હોય ? તમારી ઉપર દેશની શાંતિનો આધાર છે એમ માનવામાં અમે જ ભૂલ કરી હતી, એમજ ને ? " કૂશળ નટને પણ શરમાવે એવી છટાથી ઘસીટા-બેગમે વ્યર્થ આક્રોશનો અભિનય શરૂ કર્યો. મહતાબચંદ કંઈક બોલવા જતા હતા, પણ ગમે તે કારણે ગળામાં શોષ પડયો. જે વખતે ચોતરફ ન્હાની મ્હોટી રાજ્યક્રાંતિઓ ચાલતી હતી તે વખતે પણ જગત શેઠની પેઢીની આબરૂ અખંડ રહી શકી હતી, એટલું જ નહીં પણ પરદેશી વેપારીઓ જગતશેઠને વેપારીઓના એક ચક્રવર્ત્તી જેવા જ સમજતા, એ વાતનો ઇન્કાર કરી શકાય એવી સ્થિતિ ન હતી. ઘસીટા-બેગમે જગતશેઠના બરાબર મર્મભાગ ઉપર જ ઘા કર્યો હતો. એમને એ વખતે બે વિચાર આવ્યાઃ બેગમને સ્પષ્ટ શબ્દોમાં સંભળાવી દેવું કે ' હું આ રાજકારણમાં સુદ્દલ ભાગ લેવા નથી માગતો ' અથવા તો ' સીરાજ અને પેઢીના વ્યાપાર એ બે સ્વતંત્ર વસ્તુ છે ' એવી મતલબનો ફોડ પાડવોઃ પણ બને ત્યાંસુધી મૌન રાખવાની વૃત્તિએ અંતે જોર કર્યું.

જગતશેઠને વિચારમુગ્ધ જોઇ ઘસીટા વધુ આશાવંત અને મક્કમ બની. સ્ત્રીયોચિત મૃદુતાની મદદ લેતાં તેણીએ કહ્યુંઃ—

" સીરાજ અલીવર્દી-ખાંનો સગો છે તો શું અમે આકાશમાંથી પૂંછડીયા તારાની જેમ ધરતી ઉપર આવી પડયાં છીએ ? હું પણ અલીવર્દી-ખાંની જ ન્હાની અને લાડીલી પુત્રી હતી

અને છું, હું પુત્રીરૂપે જન્મી એ જ મારો વાંક અને એ વાંકની ખાતર સીરાજ અમારા ખજાના લુંટે, અમારાં માણસોને કુતરાંના મ્હોતે રહેંસી નાંખે અને એમ છતાં આપના જેવા સમર્થ પુરૂષોના પેટનું પાણી પણ ન હાલે!" આટલું કહેતામાં બેગમની પાંપણો આંસુથી ભીંજાઇ. તેના પતિનો ભંડાર, સીરાજે પૈસાના લોભે લુંટયો હતો અને બેગમના પોતાના એક વિશ્વાસુ કારભારીનો શિરચ્છેદ કર્યો હતો એ બન્ને પ્રસંગોનું સ્મરણ થતાં તેને રોવું આવ્યું.

આક્રોશ અને અભિમાન જ્યાં નિષ્ફળ નીવડયા ત્યાં આ આક્રંદે વિજય વર્તાવ્યો! મહતાબચંદની સહાનુભૂતિ પીગળવા લાગી.

"નવાજેસને બંદગી, ખેરાત અને મૌન સેવાના ક્ષેત્રમાંથી ખેંચી, બંગાળની મસનદ ઉપર બેસારવો એ તેની ઉપર જુલમ ગુજારવા જેવું નથી? એવા ફકીર પુરૂષથી અત્યારના વિકટ સંયોગોમાં ત્રણ મ્હોટા પ્રાંતોનો કારભાર થઇ શકશે? એનું હૃદય પુષ્પ જેવું કોમળ છે, પણ વજ્ર જેવો હાથ જોઇએ તે ક્યાંથી લાવશો?" મહતાબચંદ, ઘસીટા-બેગમના પતિ નવાજેસ મહમદને ઓળખતા હતા. એની ઉદારતા, આતિથ્યસેવા ભદ્રિકતા અને શાંતિપ્રિયતા ઘેર ઘેર ગવાતી હતી. તે ઢાકાનું રાજતંત્ર પણ બરાબર ચલાવી શકતો નહીં, તેથી જ તે રાજધાની મુર્શિદાબાદમાં આવીને રહ્યો હતો. સાધુંઓ, ફકીરો, ભિક્ષુકોની સેવાભકિતમાં જ તે પોતાના દિવસો ગાળતો.

"નવાબો જનમતા નથી, તમારા અને મારા જેવા જ તૈયાર કરે છે. દિલ્હીનું ફરમાન નવાજેસને મેળવી આપો અને જુઓ કે આજનો નવાજેસ અલીવર્દી કે મુર્શિદને ભૂલાવે છે કે નહીં?" બેગમે જગતશેઠને આટલી મ્હોડી રાતે શા સારૂ બોલાવ્યા

હતા તે ભેદ ખુલ્લો થયો. મહતાબચંદ દિલ્હીના શાહેનશાહને ભલામણ કરીને બંગાળની નવાબીનો પરવાનો મેળવી આપે એ સિવાય આ મંત્રણાનો બીજો કંઇ અર્થ ન હતો.

"પૂર્ણીયાનો શૌકતજંગ પણ એજ ખટપટ કરી રહ્યો છે, સીરાજ, શૌકત અને નવાજેસ એવા ત્રણ પક્ષો પડી જશે. દારૂડીયાના દાવ જેવી રમત મંડાશે. એમાં કોઇનું ભલું નહીં થાય." મહતાબચંદે પોતાનો અભિપ્રાય આપ્યો.

"ખરૂં, પક્ષોથી બ્હીવાનું નથી." દિવાલ પણ ન સાંભળી શકે એટલી ધીમાશથી બેગમે કહ્યું: "આપણો પક્ષ જેટલો બળવાન છે તેટલો બીજા કોઇનો નથી. જાણો છો કે ઢાકાનો અમારો રાજવલ્લભ, છ છ મહિના થયાં કેટલી અને કેવી તૈયારીઓ કરી રહ્યો છે? એનો સગો ભાઈ આજે કલકત્તામાં જઇ વસ્યો છે. ત્યાં તે અંગ્રેજોની મદદ મેળવશે. સીરાજ એને પકડવા માગે છે; પણ કૃષ્ણવલ્લભ પકડાતાં પહેલાં તો સીરાજ પોતે જ જંજીરોથી જકડાઇ અંધારા ભોંયરામાં જઇ પડયો હશે!" સૂર્યનો પ્રકાશ ન પહોંચી શકે એવા એક અંતઃપુરમાં વસનારી બાઇ આટલા ઉંડા પાણીમાં રમે છે એ જોઇ જગતશેઠ મહતાબચંદ દિગ્મૂઢ બન્યા. બંગાળની મસનદની આસપાસ કેટકેટલાં કાવતરાં રચાઇ રહ્યાં છે તેનું તેમને ભાન થયું.

"બોલો, તમે શું સાથ આપશો? શાહેનશાહનું ફરમાન લાવી આપશો?" એટલું કહી ઘસીટા ચૂપ રહી.

મહતાબચંદ મુંઝાયા. તેઓ સીરાજને માટે નહીં, પણ પૂર્ણીયાના શૌકતજંગ માટે નવાબીનો પરવાનો મેળવવાના વિચારમાં હતા. ઘસીટા–બેગમ, કલકત્તાની કોઠીવાળા અંગ્રેજોની

મદદ મેળવી રહી છે એ જાણ્યા. પછી શૌકત અને નવાજેસ વચ્ચે કોને પસંદગી આપવી એ એક ગુંચવણ ઉભી થઇ.

"એટલું બની શકે: હું સામે જઇને કોઇને માટે શહેનશાહને ભલામણુ ન કરૂં. સીરાજને માટે નહીં તેમ શૌકત માટે પણ નહીં." જગતશેઠે વચલો તોડ કાઢ્યો.

"તમારે અમને અંદર અંદર લડાવી મારવા છે, એમજ કહી નાંખોને?" મોતીઝીલની અધિષ્ઠાત્રી જરા ભીષણ રૂપ ધરી રહી.

મહતાબચંદ એ વિષે બેદરકાર રહ્યા. ખટપટનાં આટલાં ઉંડાં મૂળ ઉતર્યાં હોય ત્યાં આંતરવિગ્રહ અનિવાર્ય છે, એમ સમજવા છતાં તેમણે વાતને સ્હેજ પલટાવીઃ



"પણ સબળ પક્ષને પરવાનાની પરવા શા સારૂ હોય? દિલ્હીની શહેનશાહત અને તેનો પરવાનો એ બધું પૂછવા કે જાણવા લોકો શું નવરા બેઠા છે? સૌ સમજે છે કે શહેનશાહનો પરવાનો કેવળ કાગળને જ શોભાવવા પુરતો છે. પ્રજાની પ્રસન્નતા જેની ઉપર ઉતરે તે વગરપરવાને પણ બંગાળનો નવાબ બની શકે છે."

"ઠીક છે. સીરાજને માટે પરવાનો નહીં મેળવો તો પણ અમારે મન તમે અમારા જ છો એમ માનશું." ઘસીટા કડવી દવા ગળા નીચે ઉતારતી હોય એમ બોલી અને અકળામણ તથા ઉકળાટને લીધે થાકી ગઇ હોય તેમ પાછળ રહેલા ઉંચા તકીયા ઉપર માથું નાંખ્યું. દીપમાળાના સીધા કીરણો તેનાં શ્રમિત વદન અને આભરણોને વધુ ઝલકદાર બનાવી રહ્યાં.

જગતશેઠ મહતાબચંદ અને વસીટા—બેગમનો તે દિવસનો વાર્તાલાપ એ રીતે પુરો થયો; પણ તે પછી જગતશેઠ વધુ સાવધ થયા. દિવસો વહેતા ગયા તેમ તેમ અણકલ્પ્યા છૂપા ભેદો તેમની પાસે પ્રકટ થવા લાગ્યા. શૌકતજંગ ખુલ્લી રીતે સીરાજ વિરૂદ્ધ પડયો હતો. રાજવલ્લભ છુપી રીતે અંગ્રેજો સાથે મસલત કરતો હતો. મીરજાફર બહારથી વફાદારીનો દંભ રાખવા છતાં સીરાજનું સત્યાનાશ વાળવાનો નિશ્ચય કરીને જ બેઠો હતો. ફત્તેહચંદ જગતશેઠ કહેતા હતા તેમ સારા યે નવાબી રાજતંત્રની રગેરગમાં છૂપું કાતીલ ઝેર પ્રસરતું હતું. જમીનદારોની અકળામણ પણ વધતી જતી હતી. તેમને એક યા બીજા કારણે એકાદ પક્ષમાં ભળ્યા વિના છુટકો ન હતો.



જગતશેઠનો અંગ્રેજ વેપારીઓ સાથેનો પરિચય વધતો જતો હતો. અંગ્રેજો અને ફ્રેંચો પણ નાણાંની જરૂર પડતી ત્યારે જગતશેઠનાં પગથીયાં ઘસતા. રાજદ્વારી ખટપટ મહતાબચંદને પહેલેથી જ પસંદ ન હતી. વિદેશી વેપારીઓ સાથે વ્યાપારના સૂત્રથી બંધાવા છતાં રાજપ્રકરણી ચેપથી બચી શકાય એવો કોઈ ઇલાજ ન રહ્યો. રાજમહેલોમાં ઉછરેલી એ મહામારી જોતજોતામાં વેપારી પેઢીઓ અને જમીનદારોની કચેરીઓ સુધી વ્યાપક બની. માણસ શ્વાસોચ્છવાસથી બચી શકે તોજ બંગાળની અત્યારની ખટપટથી બચી શકે એવી સ્થિતિ ઉત્પન્ન થઇ !



# ( ૧૫ )

એ દિવસોમાં એક સાંઝે, કલકત્તા તરફથી એક હોડી મહિમાપુરના ઘાટ પાસે આવી ઉભી રહી. થોડીવારે અંદરથી એક માણસ ઉતર્યો. ઘાટ ઉપર બહુ ભીડ ન હતી. અંધકાર ઉતરતો હતો તેમ ઘાટ ઉપરનાં સ્ત્રી–પુરૂષો ઝટ ઝટ ઘર તરફ જવાની તૈયારી કરી રહ્યાં હતાં. આ નવા આવનારને જાણે કંઈ જ ઉતાવળ ન હોય એમ તે પાછો હોડી ઉપર ગયો અને ભૂલથી કોઈ વસ્તુ રહી ગઇ હોય તેમ પોતાનો સામાન તપાસવા બેઠો. ક્યાંય સુધી તેણે એકની એક ચીજ બે–ત્રણ વાર જોઇ. ઘાટ પ્રાયઃ નિર્જન થયો અને અંધારામાં આઘેથી કોઇ ઓળખી શકે નહિં એમ લાગ્યું ત્યારે તેણે ઘાટ ઉપર ફરીવાર પગ મૂક્યો અને સંકોચાતા દીલે આગળ વધ્યો.



એ મુસાફર માનતો કે મહિમાપુરમાં કે મુર્શિદાબાદમાં તેને કોઈ ઓળખતું નહીં હોય, પણ લોકવાયકા એને જૂદી જુદી રીતે ઓળખાવતી:

કોઇ કહેતું કે " એ જાસુસ છે, આઠ–પંદર દિવસે વેશ પલટીને આવે છે. " કોઇ નિશ્ચિત રૂપે કહેતું કે " એ મૂળ પંજાબી છે : જગતશેઠની કૃપાથી વેપારમાં પાંચ પૈસા કમાયો છે : જરા બેપાની છે એટલે લોકો વ્હેમાયાં છે, એટલું જ. "

કોઇ એમ પણ માનતું કે " સીરાજને ગાદી ઉપરથી ઉઠાડવા માટે જ તે આવ-જા કરે છે અને અંગ્રેજી પેઢીનો પગાર ખાય છે."

આજે તો એ અનિશ્ચિત અફવાઓનો ઉકેલ ઇતિહાસે કરી નાખ્યો છે. એ મુસાફરનું ખરૂં નામ ઉમાચરણ. નિશાળના વિદ્યાર્થીઓ તેને **અમીચંદ**ના નામે ઓળખે છે. મૂળ તો એ પંજાબનો વતની હતો. પણ વેપાર ધંધાને લીધે કલકત્તામાં આવી વસ્યો હતો. કેટલાકોએ તેને જ જગતશેઠ તરીકે ઓળખાવી જૈન જગતશેઠ—**મહતાબચંદ** અને **ફતેહચંદ** વગેરેના નિર્મળ જીવન ઉપર મેશ ભૂંસી છે. કેટલાકોએ "**અમીચંદ**" ના મિત્ર "**માણેકચંદ**" ને જગતશેઠ માની જૈન જગતશેઠ વિષે ખોટાં આળ ફેલાવ્યાં છે. આ **માણેકચંદ** વસ્તુતઃ **અલીનગર** (કલકત્તા)નો એક ફોજદાર હતો. પાછળથી તે **અંગ્રેજો**ના પક્ષમાં જઇ મળ્યો હતો. એ **માણેકચંદ** જુના ગ્રંથોમાં મહારાજ **માણેકચંદ** તરિકે પ્રસિદ્ધ થયો છે.

ઉમાચરણ અથવા **અમીચંદ**ના સંબંધમાં જે પ્રમાણભૂત હકીકતો મળી આવી છે તે જોતાં તેને રખડુ કે સામાન્ય વેપારી કહી શકાય નહીં. ફ્રેંચ મુસાફર **ઓર્મ** કહે છે કે તેનું વિશાળ મકાન એક રાજમહેલની ઉપમાને યોગ્ય હતું. તેની અંદર સેંકડો ઓરડાઓ હતા. તેના પુષ્પોદ્યાનમાં ફુલઝાડ પાર વિનાનાં ઉગતાં અને હથીઆરબંધ પ્રહરીઓ તેના મકાનની આસપાસ અહોનિશ પહેરો ભરતા. **અંગ્રેજો**એ પણ શરૂઆતમાં તેને એક મહારાજા જ માનેલો. આ પ્રમાણે વૈભવસંપન્ન હોવા છતાં તે **અંગ્રેજો**ના આશ્રયે જઇ રહ્યો. **અંગ્રેજો**ના અભ્યુદયમાં પોતાનો અભ્યુદય સમાએલો છે એમ માનવા લલચાયો. "ધનની અપાર તૃષ્ણા" સિવાય એ વર્તનનો બીજી કોઈ રીતે બચાવ થઇ શકતો નથી.

ઉમાચરણને આવતો જોઇ જગતશેઠ સ્હેજ લેવાયા. અપ્રિય અતિથિને યોગ્ય ઠંડા આવકારના શબ્દો તેમના મ્હોં-માંથી સરી પડયા. અમીચંદના સંદેશમાં લોહીઉકાળા વિના બીજું શું હોય, એમ તેમને થયું: પહેલાંની જેમ તે આજે નવાબના માણસોની નજર ન પડે એવી રીતે ચોરી છૂપીથી આવ્યો હતો તેમ તેનું ભયગ્રસ્ત મ્હોં કહી આપતું હતું.

"કિલપેટ્રિક સાહેબે કહેવરાવ્યું છે કે હવે બધો આધાર આપની ઉપર છે. નવાબને સમજાવી શાંત કરવા એ આપના વિના બીજા કોઇથી બની શકે એમ નથી." અમીચંદે કોઇ પણ જાતની પ્રસ્તાવના વગર, કલકત્તાની કોઠીવાળા અંગ્રેજ અમલદારોનો સંદેશ સંભળાવ્યો.

"બે વરસ પહેલાં એમ હતું. કિલપેટ્રીક સાહેબને કહેજો કે હવે જગતશેઠનું તો માત્ર ખોળીયું જ રહ્યું છે, અંદરનો આત્મા ઉડી ગયો છે. ખોજા વાલીદ કે મહારાજા માણેક-ચંદથી ન બન્યું તે જગતશેઠથી બનવું અશકય છે. સીરાજ આજે ઘવાયેલી સિંહણની જેમ છંછેડાયો છે. કલકત્તા અને કાસીમબજારની વાત દૂર રહી, આવતી કાલે મુર્શિદાબાદ કે મહિમાપુરની શી દશા થશે તે પણ કોણ કહી શકે તેમ છે? સીરાજને પાકો વ્હેમ ગયો છે કે અંગ્રેજો, સીરાજના દુશ્મ-નોને મદદ આપી રહ્યા છે. આવી સ્થિતિમાં અંગ્રેજોની વકી-લાત કરવી એ સીરાજનો ક્રોધ વિના કારણે વ્હોરી લેવા બરોબર છે." જગતશેઠે સાફ શબ્દોમાં સંભળાવી દીધું.

"અંગ્રેજો સાથે શત્રુતા દાખવી સીરાજ, બંગાળની મસનદ કેટલા દિવસ જાળવી શકશે?" અમીચંદે અંગ્રેજની વકીલાત આદરી.

"શત્રુતા ? એની શરૂઆત કોણે કરી ? બર્દવાનના મહારાજા તિલોકચંદજીના મહેલને અંગ્રેજ અમલદારે તાળાં લગાડયાં અને તિલોકચંદજીએ બર્દવાન પ્રગણામાંથી અંગ્રેજ માત્રને હાંકી કાઢયા ત્યારે અંગ્રેજોના પક્ષમાં ઉભા રહી તિલોકચંદજીને ઠપકો આપનાર કોણ હતું ? એ સીરાજ અંગ્રેજોને દુશ્મન શા સારૂ બનાવે ?" મહતાબચંદ શેઠે ઉકળતા અંતરે ઉદ્દગાર કહાડયા.

અમીચંદ બિચારો ચીઠ્ઠીનો ચાકર હતો. તેને પોતાના થોડા સ્વાર્થ સિવાય બીજી કંઇ લાંબી ગતાગમ ન હતી. બર્દવાનના મહારાજા તિલોકચંદજીવાળા પ્રકરણે વધતા-ઓછા અંશે બધા જમીનદારો અને વેપારીઓના દીલ ઉપર જુદી અસર કરી હતી. ખરી રીતે મહારાજા તિલોકચંદજીનો કંઇ જ અપરાધ ન હતો. મહારાજાનો એક સાધારણ નોકર, અંગ્રેજ પેઢી સાથે વેપાર કરતાં ખોટમાં આવી પડયો, પેઢીના નોકરોને મુદતસર પૈસા ચૂકવી શકયો નહીં. આથી અંગ્રેજ પેઢીના અમલદારો આઘોપાછો વિચાર કર્યા વિના મહારાજના મહેલ ઉપર જપતી લઇ ગયા. એ વખતે તિલોકચંદજી બર્દવાનમાં રહેતા હતા, મહેલ ખાલી પડયો હતો. પણ મહારાજાને જ્યારે એ વાતની ખબર પડી ત્યારે તેઓ ખૂબ ગુસ્સે થયા અને બર્દવાનના પ્રગણામાં જ્યાં જ્યાં અંગ્રેજ પેઢીની દુકાન હોય ત્યાં ત્યાં તાળાં લગાડવાનાં ફરમાન છોડયાં. અંગ્રેજો મુંઝાયા. તેઓ બંગાળના નવાબ-સીરાજના શરણે ગયા. સીરાજે અંગ્રેજોનો પક્ષ લીધો. તિલોકચંદજીને ઠપકો આપ્યો અને પેઢીની દુકાનો ખોલાવી. જમીનદારો આનો અર્થ સમજી શકયા નહીં. તિલોકચંદજી દેખીતી રીતે નિર્દોષ હતા, છતાં અંગ્રેજોનો પક્ષ લઇ સીરાજે મહારાજને શા સારૂ ધમકાવ્યા ? જમીનદારોને એ વાત ન રૂચી.

પણ અમીચંદ કંઇ ન્યાય તોળવા ન્હોતો આવ્યો. એની દૃષ્ટિ આડે દ્રવ્યમોહનાં પડળ ફરી વળ્યાં હતાં. અંગ્રેજ પેઢીનો તે બચાવ કરી શકયો નહીં. કહ્યું:

"અંગ્રેજો વેપારીઓ છે. એમનું હિત જળવાશે તો આપણાં વેપાર-ઉદ્યોગ અધિક પ્રમાણમાં ખીલશે. આ નવાબો અને સુબાઓનો શો ભરૂંસો રાખી શકાય?" અમીચંદે આખી વાતનો ગૂઢ મર્મ ઉકેલ્યો.

"એ આંક હું નથી ભણ્યો. એક વેપારી બીજા વેપારીનું હિત ચિંતવે એ માત્ર મ્હોઢાની વાતો છે. અને વિદેશી વેપારીઓ આ દેશના વેપારીઓનું કલ્યાણ કરે એ તો કસાઇ; કૂકડા કે બકરાનું કલ્યાણ ચિંતવે એના જેવું છે. પણ એ તો જોયું જાશે, સૌનાં ભાગ્ય સૌની પાસે છે."



જગતશેઠ મહતાબચંદ આજે ઘણા દિવસે પોતાનું યથાર્થ સ્વરૂપ દર્શાવતા હોય એમ અમીચંદને લાગ્યું. ઉદાસ, ચિંતાતૂર અને તટસ્થ જેવા લાગતા જગતશેઠે અકસ્માત્ આત્માનો અવાજ સાંભળ્યો હોય અને તેનો જ અનુવાદ કરતા હોય એવી તેની પર છાપ પડી.

અમીચંદ બોલી ઉઠયોઃ "એ વાત બરાબર છે. પણ હું પ્રતિજ્ઞા ઉપર કહું છું કે અંગ્રેજો આપના પ્રત્યે બહુ જ માન અને શ્રદ્ધાની નજરે જુએ છે. વાતવાતમાં આપનું નામ બોલે છે, આપની ઉપર જ બધું નિર્ભર છે."

"અમીચંદ? હું તમને આટલું જ શીખવી રાખું છું કે શબ્દોની ઇન્દ્રજાળનો મોહ મૂકી દેજો. આપણે તો વસ્તુ-

ઓના વ્યાપાર કરીએ છીએ, પણ આ ગોરા વેપારીઓ વાક્યોના વેપાર કરી જાણે છે. તમે કહો છો તેમ જો મારી ઉપર જ આધાર રાખતા હોય તો મારા પગ ઉપર જ પેઢીના અમલદારો કુહાડો ઉગામી રહ્યા છે એ વાત માની શકશો ?"

જગતશેઠના આ શબ્દો સાંભળી અમીચંદ ચમક્યો. "આપને કોઈએ ખોટી બાતમી આપી છે. અંગ્રેજો આપને પોતાના જ સમજે છે."

"તમે મને મ્હોંમાં આંગળા નાખીને બોલાવો છો, તમારા કલકત્તાના ગવર્નર હોલ્વેલ સાહેબ મુર્શિદાબાદની અમારી ટંકશાળ તોડાવી, તેને બદલે પોતાની ટંકશાળ કલકત્તામાં સ્થાપવા દિલ્હીના શહેનશાહ સાથે સંદેશા ચલાવી રહ્યા છે. એમને એકલો વેપાર નથી વધારવો, નાણાં પણ પોતાનાં જ ચલાવવાં છે. આ તો ઠીક છે કે અમારા પૂર્વજોની પ્રતિષ્ઠા ઉપર આજે નભી રહ્યા છીએ, નહિંતર એમનું ચાલે તો સૌ પહેલાં આપણી જ હરેરાજી બોલાવે. દિલ્હીના દરબારમાં લાંચ-રૂશ્વત આપવા બે લાખ રૂપીયા તો એ લોકો વેરી ચૂકયા છે."

અમીચંદને માટે આ વાત તદ્દન નવીન હતી. તે અંગ્રેજ વેપારીઓને દેવદૂત સમજતો. જગતશેઠના શબ્દો વિષે તે શંકા કરી શક્યો નહીં, તેમ બીજી તરફ ગોરા વેપારીઓ વિષે અશ્રદ્ધા પણ આણી શક્યો નહીં. એક તરફ શ્રદ્ધા અને બીજી બાજુ સ્વાર્થ. અમીચંદની સ્થિતિ ત્રિશંકુ જેવી બની.

"ત્યારે આપ શું અમને કોઈ પ્રકારની સહાય નહીં આપી શકો ?" અમીચંદે છેલ્લો પ્રશ્ન મૂક્યો.

"હું એક સરતે મારું બધું વજન અંગ્રેજોના છાબડામાં મૂકવા તૈયાર છું." જગતશેઠે કહેવા માંડયું, "પહેલાં તો પેરીન નામનો કીલ્લો તોડી નાખવો, બીજું નવાબના દુશ્મનોને કલકત્તા કે કાસીમબજારમાં આશ્રય ન આપવો, અને ત્રીજું એ કે કંપનીના માણસો પરવાનાના નામે પ્રજાને છેતરે છે, ધમકાવે છે એ બંધ કરવું. આ સરત કબુલ હોય તો સીરાજને સમજાવવાનું સાહસ કરું." જગતશેઠે પોતાનો નિર્ણય સંભળાવ્યો.

"પણ સીરાજ કેટલા દિ ટકવાનો હતો ?" અમીચંદે પાછળ જોયું. સદ્‌ભાગ્યે તેની વાત સાંભળનાર બીજું કોઇ ન હતું.

"એ ખટપટમાં હું પડવા નથી માંગતો. બાકી તમે એમ માનતા હો કે સીરાજ ફુંક ભેગો ઉડી જશે અને એને આ વાતની કંઇ જ ખબર નથી; તો એ તમારી ભૂલ છે. તેના જાસુસો ઠેકઠેકાણે ફરે છે. અને હમણા હમણા તો તે એટલો સાવચેત બની ગયો છે કે દારૂ ને ગાનતાનને પણ તિલાંજલી આપી બેઠો છે. તે પોતાની સ્થિતિ બરાબર સમજે છે." જગતશેઠે પરિસ્થિતિનો કંઇક ખ્યાલ આપતાં કહ્યું.

નિરાશ બનેલો અમીચંદ વધુ વાતચિત કરી શકયો નહીં. પોતાના ગૌરાંગ દેવોને વસ્તુસ્થિતિ સમજાવવા તેજ રાત્રે કલકત્તા રવાના થયો.

પણ બીજા દિવસથી જગતશેઠની ઉપર રાહુની કરડી નજર પડી. સીરાજને ખટપટની ગંધ આવી–તેણે તત્કાળ જગતશેઠને દરબારમાં બોલાવ્યા.

સીરાજ આજે સળગતા દાવાનળની વચ્ચે બેઠો હતો. તેને કોઈ અંતરનું સગું ન હતું, તેમ કોઇ મિત્ર પણ ન હતો. અલીવર્દી–ખાંએ મૃત્યુશય્યા ઉપર સૂતાં જે સલાહ આપી હતી તે હજી તેના કાનમાં ગુંજી રહી હતી. કમનસીબે એ સલાહ પ્રમાણે ચાલવાનો તેને અવકાશ ન મળ્યો. સ્નેહીઓના જુલમ સહવાને તે તૈયાર હતો, પણ એ સ્નેહીઓ સીરાજના લોહીના તરસ્યા હશે એમ તેને ન્હોતું સમજાયું. તેની માશીનો દીકરો ભાઇ શૌકત પૂર્ણિયામાં રહીને વિપ્લવ જગાવી રહ્યો હતો. સીરાજ એકલે હાથે આ બધા શત્રુઓની સામે શી રીતે થઇ શકે ? આજે તો તેણે નિશ્ચય કર્યો હતો કે "શ્રુક-દાર માત્રને કાંટાની જેમ ઉખેડીને દૂર કરવા."

"છ–છ મહિના થયાં, દિલ્હીનો પરવાનો મેળવવાનો તમે કંઇ પ્રયત્ન નથી કર્યો." સીરાજને પરવાના વિના કંઇ અટકી રહ્યું ન હતું. પરવાના વિના પણ તે બંગાળનો નવાબ હતો. પરવાનામાં એવી કોઇ ગુપ્ત શક્તિ ન હતી કે સીરા-જને દાવાનળમાંથી બચાવી લે; પરંતુ હવે તે મુસદ્દી બનવા માગતો હતો. જગતશેઠ ઉપર ખુલ્લો આક્ષેપ મૂકવાને બદલે આડકતરી રીતે તેમને અપરાધી ઠરાવવાની અને ન્યાયનું નાટક ભજવવાની યુક્તિ વાપરી.

એ વખતે બીજો આલમગીર દિલ્હીની ગાદીએ હતો. પણ તે વૃદ્ધ અને નબળો હોવાથી મહમ્મદશાહની વિધવા રાજતંત્ર ચલાવતી. યુવાન વજીરો જનાનખાનાની ખટપટનો ભોગ થઇ પડયા હતા. પંજાબ અને રોહિલાની રૈયત મરાઠા તેમજ અબ્દાલ્લીના જુલ્મોથી રીબાતી હતી. પાણીપતના યુદ્ધની ભૂમિકા ધીમે ધીમે તૈયાર થતી હતી. આ સ્થિતિમાં બાદશાહને બંગાળની શી પડી હોય ? જગતશેઠ, સીરાજને

શહેનશાહતની છિન્નભિન્ન સ્થિતિ સમજાવી પરવાનાના વિલંબ માટે બચાવ કરવા માગતા હતા. તેમણે કહ્યું: "આજે પરવાના ઉપર સહી કરવા જેટલો સમય શહેનશાહ પાસે નથી. જૂની પ્રણાલિકાઓ તૂટતી જાય છે. બળ અને બુદ્ધિ હોય તો પરવાનો પાણી ભરે!"

સીરાજ એ બધું સમજવા જેટલું ધૈર્ય ખોઈ બેઠો હતો: વસ્તુતઃ સમજવા પણ ન્હોતો માંગતો. ઘસીટા બેગમ, રાજવલ્લભ, શૌકતજંગ અને અંગ્રેજોની હીલચાલના ભણકાર તે સાંભળી ચૂકયો હતો. જગતશેઠના ખુલાસાથી તેને સંતોષ ન થયો. હજી થોડા દિવસ ઉપર જ શૌકતજંગે, પૂર્ણિયાથી એક પત્ર લખી સીરાજને કઠોર શબ્દોમાં સૂચવેલું કે:—

"બાદશાહી સનદ મેળવી હું જ બંગાળ, બિહાર ને ઓરીસાનો નવાબ બનવાનો છું. તું મારો કુટુંબી છે એટલે તને સાવચેત કરૂં છું. તારો જીવ લેવાની મને મુદ્દલ ઇચ્છા નથી. પૂર્વ-બંગાળના કોઈ ગામડાંમાં શાંતિથી જીવવું હોય તો મારી ના નથી. તને અન્ન તથા લૂગડાં પૂરા પાડવાને હું બંધાઉં છું. બાકી તીજોરીમાંથી એક પાઈ લીધા વિના, આ પત્ર વાંચી નાસી જજે. વખત વીતાવવાનો નથી. આંગણામાં ઘોડો હણહણે છે. પેગડામાં પગ મૂકું એટલી જ વાર છે."

શૌકતજંગને આવો પત્ર લખવા કોણે પ્રેર્યો અને તેને સનદની આશા કોણે આપી, એ જગતશેઠ કે મંત્રીમંડળમાંથી કોઈ નક્કી કરી શક્યું નહીં. સીરાજે માની લીધું કે જગતશેઠની સમ્મતિ વિના શૌકત એકલો આવું સાહસ ન કરી શકે.

તેણે તત્કાળ આવેશમાં આવી જગતશેઠને ઉદ્દેશી કહ્યું:

"હું માનું છું કે તમે ઇરાદાપૂર્વક મારા માટે પરવાનો નથી મેળવ્યો. એ ઉદ્ધતાઇ બદલ હું તમારો ત્રણ કરોડ રૂપીયા દંડ કરૂં છું."

મંત્રીઓ અને જમીનદારો દંડનો આંકડો સાંભળતાં જ વજ્રાહત જેવા બની ગયા. જગતશેઠ જેવા પુરૂષોને જ્યાં આ રીતે સજા થાય ત્યાં પછી બીજું કોણ સુરક્ષિત રહી શકે?

જગતશેઠને દંડની રકમ બંગાળની રૈયત પાસેથી જ મેળવવાની હતી. જમીનદારોનું છેલ્લું ટીપું ચૂસવું પડે તો પણ **સીરાજ** સમ્મત હતો; છતાં જગતશેઠે એ દંડનો પ્રતિકાર કર્યો: "મારો પોતાનો દેહ બચાવવા હું રાંક રૈયતને પીડવા નથી માગતો. મારો અપરાધ લાગતો હોય તો તેને માટે હું એકલો સજા સહન કરવા તૈયાર છું."

"દંડ ન ભરવો હોય તો તમે અત્યારથી જ મારા બંદીવાન છો." જુગારીના છેલ્લા દાવની જેમ **સીરાજ** તાડુક્યો.

મંત્રીઓ અને જમીનદારોની છેલ્લી આશા ઝાકળના બિંદુની જેમ અદૃશ્ય થઇ. **સીરાજના** પક્ષકારો પણ આ વાત સાંભળી કંપ્યા. જગતશેઠને સજા એ સમસ્ત જમીનદારો અને પ્રતિષ્ઠિત વેપારીઓના નાક કાપવા જેવો ભયંકર પ્રસંગ હતો. હવે કોઇને શંકા ન રહી કે **સીરાજ** પોતે જ પોતાની કબર ખોદી રહ્યો છે.

**મીરજાફર** આ વખતે મૌન બેસી રહ્યો હોત તો પલાસીના યુદ્ધની લીલા કદાચ મુર્શિદાબાદમાં જ ભજવાત. તેણે જોયું કે જગતશેઠ અને જમીનદારો ઉપર ઉપકાર કરવાનો અને એ

રીતે પોતાનું મહત્વ સ્થાપવાનો આ લાભ જતો કરવા જેવો નથી. જગતશેઠનો કારાવાસ બંગાળની પ્રજાને કેટલો સંક્ષુબ્ધ બનાવશે તેની કલ્પના તે કરી શકયો.

"જગતશેઠ જો બંદીખાને પડતા હોય તો મીરજાફર સોગન ખાઇને કહે છે કે બંગાળના નવાબને આ હાથ કે આ શમશેર સ્વપ્નમાં પણ સહાય નહીં કરે." મીરજાફરે કમરબંધ સહિત સમશેર સીરાજ પાસે ધરી દીધી.

અણધારી દિશામાંથી ઝટકો પડયો હોય તેમ સીરાજ ચમકયો. ફેંકાએલો પાસો પાછો ખેંચવા તે વિમાસણમાં પડયો. પોતે નવાબ છે અને નવાબનું ફરમાન વજ્રલેપ જેવું જ રહેવું જોઇએ એ આંટીનો ઉકેલ કરી શકયો નહીં. મીરજાફર જેવા એક સગા અને સીપાહસાલારની ખાતર તે જગતશેઠને જ નહીં, પણ બંદીખાનાના બધા કેદીઓને છોડવા તૈયાર હતો. પણ જો ભરદરબારમાં એમ કરે તો પોતે કેટલો પાછો પડે ?



"સમશેર પાછી લ્યો. જગતશેઠ મુસલમાન બનતા હોય તો હું તેમના બધા અપરાધો માફ કરી દઉં." મીરજાફરને મનાવવા સીરાજે ઇસ્લામના ગૌરવની લાલચ આપી.

"જગતશેઠ વગર સરતે છૂટવા જોઇએ. રાજપ્રકરણમાં મઝહબની વાત ન આવવી જોઇએ." મીરજાફરે સીરાજની યુક્તિ અફળ બનાવી. દરબારીઓ મીરજાફર ઉપર નિઃશબ્દ સ્નેહ અને શ્રદ્ધા સીંચી રહ્યા.

"અત્યારે મારું ફરમાન રદ નહીં થાય. પાછળથી

જોઇ લેવાશે." કંટાળીને **સીરાજે** કહ્યું. તે દિવસનો દરબાર એ રીતે વિસર્જન થયો.

જગતશેઠને **સીરાજે** પોતાના મહેલમાં સુખપૂર્વક રાખ્યા. પણ **મુર્શિદાબાદ, મહિમાપુર** અને ઢાકામાંથી જે સમાચાર આવ્યા તેથી **સીરાજ** નિરાંતે ઉંઘી શકયો નહીં. જમીનદારો એકી સાથે કદાચ આવતી કાલે જ બળવો પુકારે એમ લાગ્યું.

મધરાતે તેણે **મીરજાફરને** બોલાવવા માણસ મોકલ્યું. પણ **મીરજાફર** ન આવ્યો. તેણે કહેવરાવ્યું: "**સીરાજનો** શો વિશ્વાસ?"

એટલું છતાં **સીરાજ** ક્રોધથી ગાંડો ન બન્યો. તેને બગડેલી બાજી સુધારવાની હોંશ હતી. "**નવાબી**" નું મિથ્યાભિમાન મૂકી તે એકલો પાલખીમાં બેસી "જાફરાગંજ" માં ગયો. જાફરાગંજ **મુર્શિદાબાદનો** જ એક ભાગ હતો. "**હીરાઝીલ**" ની જેમ "જાફરાગંજ" પણ **બંગાળના** ઇતિહાસનું એક નામચીન અવશેષ છે. **મીરજાફરે** અહીં પુષ્કળ પૈસો ખરચી પોતાનો મહેલ બનાવ્યો હતો.

**મીરજાફરે** જાણ્યું કે **સીરાજ** પોતાને ત્યાં વગર બોલાવ્યો આવ્યો છે ત્યારે તેને સહેજ આશ્ચર્ય તો થયું. તેને લાગ્યું કે એમાં પણ કંઇક છૂપો ભેદ હશે. છતાં તેણે **સીરાજનું** યથાવિધ સ્વાગત કર્યું.

બન્ને એક દીવાનખાનામાં ગયા. **સીરાજ** અત્યારે **નવાબ** નહીં, પણ એક બાળક બનીને પોતાના ફુવા પાસે આવ્યો હતો. તેની પાંપણ આંસુભીની બની. ગળગળા સ્વરે તે કહેવા લાગ્યો:

" જાફરઅલી-ખાં, સીરાજ આજે નિરાધાર છે. પવિત્ર કુરાનને નામે એક વાર કહી દ્યો કે-" હું તમારો છું, અંગ્રેજો કે અન્ય કોઇનો નહીં થઉં." તો તમે કહો તે પ્રમાણે કરવા તૈયાર છું. ઇસ્લામના ગૌરવની ખાતર પણ મનમાંથી મેલ કાઢી નાખો અને મારી પડખે આવી ઉભા રહો."

એક વખતનો ઉન્મત્ત, વિલાસી, વ્યસની સીરાજ આજે પગ નીચે છુંદાતા તરખલા કરતાં પણ વધુ નમ્ર બન્યો હતો. મીરજાફર આ કરૂણાભર્યું દશ્ય ન જોઇ શકયો. સવારના અને રાતના સીરાજમાં જાણે જુગાંતર વહી ગયા હોય એમ તેને લાગ્યું.

પણ આંસુનાં બે-ચાર ટીપાંની ખાતર પાક કુરાનના નામે સોગન ખાતાં મીરજાફરનું દિલ બળવાખોર બન્યું. તેને પોતાની નબળાઇ વિષે ભાગ્યે જ કોઇ દિવસ વિચાર આવ્યો હશે. એક તરફ સોગન અને બીજી તરફ બંગાલ, બીહાર અને ઓરીસાનું સામ્રાજ્ય! બેમાંથી કોને વધુ પસંદગી આપવી? મધ્યરાત્રીની મનોહર શાંતિ વિલસતી ન હોત, મીરજાફરની સામે સીરાજ આંસુભીનો ઉભો ન હોત, તો અમે ખાત્રીથી કહીએ છીએ કે સોગનની નહીં પણ સામ્રાજ્યની જ જીત થાત! પણ અત્યારે તો મીરજાફર એના જીવનની નબળી પળોમાંથી પસાર થઇ રહ્યો હતો. બાળક સીરાજને ખુશી કરવા સોગન લેવા પડતાં હોય તો એકવાર નહીં, બે વાર સોગન લેવા તૈયાર થયો. સોગન લીધા પછી, સોગનના ભોગે સિંહાસન ઉપર બેસનારા ઘણા અધિકારીઓનાં જીવન તેણે અનુભવ્યાં હતાં. જગત્ સોગનને નહીં, પણ સામ્રાજ્યને —સત્તાને-વૈભવને જ માને છે-પૂજે છે એમ તે અંતઃકરણના

ઉંડાણુમાં માનતો થયો હતો. સોગન જેવા રમકડાથી **સીરાજ** રીઝતો હોય તો શા સારૂ વિલંબ કરવો ?

તેજ રાત્રે **મીરજાફરે** નિર્ણય સંભળાવ્યો: " પાક કુરાનના નામે હું તમારો જ રહીશ."

**સીરાજ** સ્નેહથી **મીરજાફરને** ભેટી પડયો. બીજે જ દિવસે જગતશેઠને માનપૂર્વક મુક્ત કરવામાં આવ્યા. **સીરાજનો** ફરીથી આત્મીય બનેલો **મીરજાફર સીરાજના** જમણા હાથ રૂપે બંગાળનું રાજતંત્ર ચલાવવા લાગ્યો. **મીરજાફરની** વફાદારીના પ્રતાપે જ પૂર્ણિયાનો શૌકત પરાભવ પામ્યો. **સીરાજ–ઉદ્દૌલા** જાણે પુનર્જન્મ પામ્યો હોય એટલો ઉલ્લાસ અનુભવી રહ્યો.



(૧૬)

જગતશેઠ છૂટીને ઘેર આવ્યા. મીરજાફરે મૈત્રીનો સ્વાંગ પહેર્યો. શૌકતજંગ પૂર્ણિયાના મેદાનમાં શરાબ ને સંગીતની સોડમાં સદાને માટે સૂતો. ઘસીટા–બેગમ સીરાજની માં પાસે અંતઃપુરમાં આવી વૈધવ્ય પાળી રહી. એ રીતે પ્રલય જગવનારાં તોફાની વાદળાં એક પછી એક વિખરાતાં ચાલ્યાં. સીરાજની શંકવિહોણી નૌકા મધદરિયે ડૂબવાને બદલે અનુકૂળ પવનના યોગે કીનારે પહોંચે એવી આશા બંધાઇ. પણ આ બધું સીધી ગતિએ, ગણિતના દાખલાની જેમ ચાલે તો ઇતિહાસ કેવો નીરસ ને શુષ્ક બને ?

એટલે જ ભારતની ભાગ્યવિધાત્રીએ ધીમે ધીમે ચાલતાં ઘટનાચક્રોમાં વિજળીનો વેગ પૂર્યો. અઢારમી સદીનો અંત જેમ જેમ નજીક આવતો ગયો તેમ તેમ મધ્યયુગના અંધકારને ઉલેચી નાખવા તે કમ્મર કસીને કામ કરવા મંડી ગઈ!

પ્રકૃતિની એ ભીષણ લીલામાં સીરાજ સપડાયો. તેણે સરદારો, સુબાઓ, અંગ્રેજો, ફ્રેંચો, અને વેપારીઓ સાથે સમાધાની અને સંધી કરવાના તનતોડ પ્રયત્નો કર્યા. પણ કરૂણાંત નાટકનો આરંભ ક્યારનો યે થઇ ચૂકયો હતો. સીરાજની આસપાસ ક્લાઇવ, વૉટસ, મોં. લૉ., અમીચંદ,

માણેકચંદ, આદિ પાત્રો ખેંચાઈ આવ્યા. ઇ. સ. ૧૭૫૭ના જુન માસની તા. ૨૩ મીએ પલાસીના મેદાન ઉપર છેલ્લું દશ્ય ભજવાયું. એ દૃશ્ય "પલાસીનું યુદ્ધ" નામે પ્રસિદ્ધ થયું.

એ યુદ્ધના અંગ્રેજ વિજેતા–ક્લાઇવનાં યશગાન અંગ્રેજ લેખકોએ લલકારી લલકારીને ગાયાં છે. પણ પહેલેથી જ મીરજાફરે અને અમીચંદે ક્લાઇવને સીરાજનો વિશ્વાસઘાત કરવાની ખાત્રી ન આપી હોત તો પલાસીનો આજનો અંગ્રેજ વીર પલાસીના મેદાનમાં પગ મૂકવાની પણ હિમ્મત ન કરી શક્યો હોત. મીરજાફર ને રાયદુર્લભના સૈન્યની પરવા કર્યા વિના, સીરાજનો એક માત્ર વિશ્વાસુ સરદાર મીરમદન જ્યારે અંગ્રેજ સેના સામે તોપના ગોળા છોડી રહ્યો હતો, ત્યારે પણ લાખો આંબાઓથી છવાયેલી આમ્રઘટામાં છૂપાએલો ક્લાઇવ ધ્રુજતો હતો; મીરજાફરે તેને સ્પષ્ટ શબ્દોમાં કહી રાખ્યું હતું કે "અમે તો માત્ર યુદ્ધનો દેખાવ જ કરશું –તમારે કોઈ રીતે ગભરાવાનું નથી," છતાં તેનું ધૈર્ય પીગળતું હતું. આજે તેના વીરત્વની યશગાથા ગવાય છે, કીર્ત્તિસ્તંભો સ્થપાય છેઃ સીરાજ કાયર અને ભીરૂ મનાય છે. પરંતુ સ્વતંત્ર ભારતનો ઇતિહાસ રચાશે ત્યારે ક્લાઇવનાં ગીત કંઈક જુદાજ રાગમાં ગવાશે.

પલાસીના યુદ્ધ પછી પહેલી સભા જગતશેઠને ત્યાં મળી. ક્લાઇવ અને મીરજાફર જગતશેઠ પ્રત્યે બહુમાન રાખતા; પણ બ્હારના ભપકા કે વાગાડંબરથી જગતશેઠ છેતરાઇ જાય એવો સંભવ ન હતો. સીરાજ પણ, છેલ્લા એક અપવાદ સિવાય, જગતશેઠનું માન બરાબર જાળવતો. અંગ્રેજ અમલદારો તો "જગતશેઠની સલાહ લીધા વિના કોઇ પણ કાર્ય

ન થવું જોઇએ" એવી દરેક પ્રસંગે આગ્રહયુક્ત ભલામણ કરતા અને પૈસા સંબંધી લેણ-દેણમાં તો જગતશેઠની દરમ્યાનગીરી હોવી જ જોઇએ એમ તેઓ વારંવાર કહેતા. એટલું છતાં એ અંગ્રેજ અમલદારો જ જગતશેઠની ટંકશાળ બંધ કરાવવા અને પોતાની ટંકશાળ ચાલુ કરવા છુપા પ્રયત્નો કરી રહ્યા હતા, એ વાત જગતશેઠના લક્ષબ્હાર ન હતી. સીરાજ-ઉદ્દૌલા જ્યારે જ્યારે મોટી લડાઇઓ લડયો છે ત્યારે ત્યારે તે પણ જગતશેઠ અને તેમના સૈન્યની સહાય લીધા વિના નથી રહ્યો. બ્હારના આ બધા વિવેક અને વાહ-વાહના બારીક પડદા પાછળ કેવી કૂટ નીતિ ક્રીડા કરતી હોય છે તે જગતશેઠ સ્વાનુભવથી જોઈ શકયા હતા.



સીરાજ પછી મીરજાફર જ મસનદ ઉપર આવવો જોઇએ એમ સૌ માનતું. કારણ કે મીરજાફરે જ જગત-શેઠને કારાગ્રહના બંધનમાંથી માનપૂર્વક છોડાવ્યા હતા. મીર-જાફરની આખી જીંદગીમાં જો કોઇ સારો ભાગ હોય તો એટલો જ. એ એક જ કર્તવ્ય તેણે એવું કર્યું કે જેથી તે બંગાળના દીલમાં થોડું પણ સ્થાન મેળવી શકયો. અલી-વર્દી-ખાંના સમયમાં એક-બેવાર મીરજાફરની કસોટી થઈ હતી અને તેમાં કંચનને બદલે કથીરરૂપે જ પુરવાર થયો હતો. મેદિનીપુરના મેદાનમાં, મરાઠાઓ જ્યારે બંગાળી સૈન્યમાં હાહાકાર વર્તાવી રહ્યા હતા ત્યારે આ સીપાહસાલાર-મીર-જાફર, વિલાસના તરંગમાં તણાતા હતા. આતાઉલ્લા અને મીરજાફરે મળી અલીવર્દી સામે કાવતરું રચેલું એ વાત પણ બંગાળના રાજદ્વારીઓથી અજાણી ન હતી.



પલાસીનું યુદ્ધ પતી ગયા પછી ઉપરાઉપરી ત્રણ દિવસ, જગતશેઠના મહિમાપુર-ભવનમાં મંત્રણા ચાલી. જગતશેઠે પ્રસંગોપાત કહી દીધું:

“ જે રાજનીતિ સાથે અસંખ્ય માણસોનાં જાન-માલ અને સુખ-દુ:ખ સંકળાયેલાં હોય તેનો નિર્ણય કરતી વખતે વ્યકિતગત ઉપકાર કે અપકારની વાત એક કોરે જ રાખી મૂકવી જોઇએ. સીરાજ હજી મરી ગયો નથી, બંગાળની જનતા કોને માથે રાજમુકુટ મૂકવા માગે છે તે નક્કી કરવાની જવાબદારી આપણી ઉપર આવી પડી છે.”

જમીનદારો માનતા કે જગતશેઠ પોતે જ મીરજાફરને માટે આગ્રહ કરશે અને જગતશેઠના અવાજમાં બીજાના અવાજ ડૂબી જશે; પણ એમની એ ધારણા ખોટી પડી. જગતશેઠ મધ્યસ્થતામાંથી એક તસુ પણ ન ખસ્યા.

પહેલા દિવસની સભા મુલતવી રહી. બીજે દિવસે પણ ખૂબ ચર્ચા ચાલી. નદીયાના મહારાજા કૃષ્ણચંદ્રે પોતાના દીવાન કાલીપ્રસાદસિંહને ખાસ આ મંત્રણામાં ભાગ લેવા રવાના કર્યા. પરંતુ કોકડું એટલું બધું ગુંચવાયું હતું કે દીવાન કાલીપ્રસાદસિંહ પણ કંઇ ચોક્કસ નિર્ણય આપી શકયા નહીં.

ત્રીજે દિવસે મહારાજા કૃષ્ણચંદ્ર પોતે આવ્યા. રાજસાહીની મહારાણી ભવાની કે જે અર્ધ-બંગેશ્વરી તરિકે સારાયે બંગાળમાં પૂજાતી—તેમણે પણ પોતાનો સંદેશો પાઠવ્યો. એ સંદેશો આજે પણ ઇતિહાસમાં અમર રહી ગયો છે:

“ બંગાળનું ભાગ્ય વિદેશી વેપારીઓના હાથમાં મૂકવાની જો કોઇ ભલામણ કરે તો તેને આ સાથે મોકલેલું સિંદુર; ચુંદડી અને બંગડી મારીવતી આપજો.”

મંત્રણાના ત્રણ દિવસો ત્રણ વરસ જેવા વીત્યા. એટલું છતાં સભા કંઇ નિશ્ચય કરી શકે એમ ન લાગ્યું. આખરે મહારાજા કૃષ્ણચંદ્રે કંટાળીને કહ્યું:

"જે સભામાં મીરજાફર જેવા માણસો હોય એ સભામાં નવાબીનો અંત આણવાની ચર્ચા થઇ શકે નહીં. જે સભામાં રાયદુર્લભ ને અમીચંદ જેવા માણસો હોય ત્યાં અંગત મહત્વાકાંક્ષા આડે આવ્યા વિના ન રહે. આ સ્થિતિમાં મીરજાફરને જ બંગાળની મસનદ સોંપવી એ ઠીક છે."

કલાઇવ અને મીરજાફરને આ નિર્ણય સાંભળી સંતોષ થયો. પણ કેટલી મુસ્કેલી પછી, કેવા વિલક્ષણ સંયોગોમાં આ નિર્ણય થવા પામ્યો તે પણ તેમની જાણ બ્હાર ન રહ્યું. મીરજાફર જો ડાહ્યો હોત તો મસનદ મળ્યા પછી કંઇક વધુ સાવધ અથવા વિચારશીલ બનવાનો પ્રયત્ન કરત; પણ એના નશીબમાં "કલાઇવના ગધેડા"* બનવાનું સર્જાએલું તે શી રીતે મિથ્યા થાય ?

* મીરજાફરના દરબારમાં મીરજા-શમશેર-ઉદ્દીન નામનો એક ઉમરાવ હતો. તે સ્વતંત્ર મીજાજનો અને મશ્કરો હતો. એક વાર તેને કલાઈવના એક ગોરા અમલદાર સાથે ઝગડો થયો. મીરજાફરને એ વાતની જાણ થતાં તેણે તરત જ મીરજા સાહેબને બોલાવ્યા અને કહ્યું:—"તમે લૉર્ડ કલાઇવના માણસનું અપમાન કરો છો ? તમને ખબર છે એ કલાઇવ કોણ છે ?"

મીરજા-શમશેર-ઉદ્દીને જવાબ આપ્યો:—"આપ શું બોલો છો ? હું કલાઇવને ન ઓળખું એમ બને ? કલાઈવને તો શું પણ કલાઇવના ગધેડાને પણ હું રોજ ત્રણવાર સલામ ભરું છું."

મીરજા-શમશેર, મીરજાફરને રોજ જે ત્રણ સલામ ભરતો તે બંગાળના નવાબ મીરજાફરને નહીં, પણ કલાઇવના ગધેડા મીરજાફરને જ ભરતો એમ તેણે પ્રકારાંતરથી કહી નાખ્યું.

તે દિવસથી મીરજાફર ઇતિહાસના પાના ઉપર "કલાઇવના ગર્દભ" તરિકે પ્રસિદ્ધ થયો.

મીરજાફરના કલાઇવ સાથેનાં છુપાં કરારનામાં પણ એ જ વખતે ખુલ્લાં થયાં. જગતશેઠને ત્યાં જ બંગાળનો દ્રવ્યભંડાર ધોળે દિવસે લૂંટાયો. કલાઇવે પોતાનો વીસ લાખનો ફાળો જૂદો તારવી કાઢયો. એજ પ્રમાણે વૉટસ, કિલપૅટ્રીક, મેનીંગહામ, બીચર, વૉલ્સ, સ્ક્રેફ્ટન, ગ્રાંટ તથા કાઉન્સીલના બીજા છ મેંબરોએ મળી એકંદરે છ કરોડની લૂંટ વહેંચી લીધી. અભાગી અમીચંદ એમાંથી એક પાઇ પણ ન મેળવી શકયો. અંતે તે ગાંડો થઇને મુવો. એ રીતે છુપા કરારો, ભીષણ દ્રવ્યલાલસા અને ખોટા દસ્તાવેજો ઉપર અંગ્રેજી સલ્તનતનો મૂળ પાયો પડયો.

મુર્શિદાબાદનો રાજભંડાર તળીયાઝાટક—સાફ થયો; પણ અંગ્રેજ વેપારીઓની ક્ષુધા ન શમી. મીરજાફરે માનેલું કે થોડાં ઇંધણ નાખવાથી એ આગ ઓલાઇ જશે. પણ જેમ જેમ દિવસો વીતતા ગયા તેમ તેમ એ આગ વધુ ને વધુ ઉગ્ર રૂપ ધરી રહી. જગતશેઠ પાસે નાણાંની ઉપરાઉપરી માગણીઓ થવા લાગી; પરંતુ જગતશેઠ કંઇ કુબેરભંડારી ન હતા. વહીવટની અવ્યવસ્થાને લીધે હવે પુરૂં મહેસુલ પણ વસુલ થઈ શકતું નહીં. બીજી તરફ નિયમિત પગાર નહીં મળવાથી રાજ્યના નોકરો અને સીપાઇઓ પણ ધુંધવાઇ રહ્યા હતા.

મીરજાફર હાર્યા જુગારીની જેમ આંખો મીંચીને દાવ ફેંકી રહ્યો. કલાઈવ વગેરે ગોરા અધિકારીઓને તૃપ્ત કરવા તેણે જાગીરો, પ્રગણા અને હક્કપત્રોના પરવાના ઉપર સહીઓ મૂકવા માંડી. એક પરવાનામાં તો તેણે એટલે સુધી જાહેર કરી દીધું કે—

"આ પરથી હુગલી વિભાગના જમીનદારો, ચોધરીઓ અને બીજા બધાને જણાવવામાં આવે છે કે તમે હવે અંગ્રેજ કંપનીના તાબામાં ગયા છો, કંપની તમારી સાથે ગમે તે રીતે વર્તે તો પણ તમારે જરા પણ બબડવું નહીં. અમારી ખુદની એ જાતની આજ્ઞા છે."

બિચારો મીરજાફર શું સમજે કે પોતાની રાંક રૈયતને વિદેશી વેપારીઓના હાથમાં વેચવા જતાં તે પોતે જ પોતાની હરેરાજી બોલાવી રહ્યો હતો.

તે પછી તરત જ તેણે બીજો દાવ ફેંકયો અને અંગ્રેજો લાખો રૂપીયા વેરવા પછી પણ જે હક્ક મેળવી શકયા ન હતા તે તેમને મીરજાફર પાસેથી સહેજે મળી ગયા. બંગાળના આ નામના નવાબે લખી આપ્યું:—

"કલકત્તામાં એક ટંકશાળ ખોલવાની અને ત્યાં સોના–રૂપાના સીક્કા ઢાળવાની આથી અંગ્રેજ કંપનીને પરવાનગી આપવામાં આવે છે. અંગ્રેજ કંપની મુર્શિદાબાદની ટંકશાળના જેવા જ માપ અને વજનના સીક્કા "કલકત્તા" ની છાપવાળા હવેથી પાડી શકશે. બંગાળ, બિહાર અને ઓરીસામાં તેનું ચલણ રહેશે. ખજાનામાં પણ તેનું ભરણું થઇ શકશે. અંગ્રેજ પેઢીના સીક્કા બદલ જો કોઇ કસર અથવા વટાવ લેશે તો તે સજાને પાત્ર થશે."

આ ઘા જગતશેઠની પેઢી ઉપર પડયો. તે દિવસથી જગતશેઠનો વૈભવસૂર્ય અસ્તાચળ તરફ ઢળ્યો. મીરજાફરની મૂર્ખતાએ બંગાળના બીજા અસંખ્ય વેપારો એ જ રીતે બરબાદ કર્યા. અંગ્રેજ વેપારીઓએ કુલમુખત્યારી મેળવી,

ન્હાની ન્હાની ચીજોના વેપાર પણ એકહથ્થુ કરવા મંડી ગયા. મૂળ પાયામાં જ કુટિલ નીતિ ધરબી હોય ત્યાં બીજી આશા શી રીતે રાખી શકાય ?

એ વખતે કલકત્તામાં હોલ્વેલ નામનો પેઢીનો મુખ્ય મહેતો હતો. તેણે જગતશેઠ પાસેથી રૂપીયા માગ્યા. જગતશેઠ કંપનીનાં કારસ્થાનો સારી રીતે સમજતા. તેમણે હોલ્વેલને ચોખ્ખી ના પરખાવી. આથી હોલ્વેલ સાહેબનો મીજાજ ગયો. ગુસ્સામાં ને ગુસ્સામાં જ તે બોલી ઉઠયોઃ

" ભવિષ્યમાં જગતશેઠના વંશનું સત્યાનાશ ન વાળું તો હું હોલ્વેલ નહીં ! " શંખણીના શ્રાપની જગતશેઠ જેવા સજ્જને પરવા ન કરી. હોલ્વેલ વધુ ઉશ્કેરાયો. તેણે મુર્શિદાબાદમાં વોર્નહેસ્ટીંગ્સને તા. ૮ મી : મે : ૧૭૬૦ ના રોજ એક પત્ર લખ્યોઃ

* " A time may come when they stand in need of the Company's protection, in which case they may be assured, they shall be left to satan to be buffeted. "

જે અંગ્રેજ અમલદારો પ્રારંભમાં જગતશેઠની સલાહ વિના

---

* " એવો પણ વખત આવશે કે જ્યારે જગતશેઠને કંપનીનો આશ્રય લેવો પડશે. તે વખતે તેમને શયતાનના હાથમાં સપડાવું પડશે, અને ભારે પીડા ભોગવવી પડશે. "

(જે. એલ. હોલ્વેલનો વોર્ન હેસ્ટીંગ્સ ઉપરનો પત્ર.)

એક ડગલું પણ ભરવાની ના કહેતા તે જ અમલદારો, અધિકાર અને પ્રતાપની પળોમાં કેટલા મદોન્મત્ત બની શકે છે તે આટલા જ ઉપરથી જગતશેઠે આબાદ જોઇ લીધું.

આ પ્રકારની માણસના મનને મુંઝવી નાખનારી અનેકવિધ ઉપાધિઓમાંથી છૂટવા જગતશેઠ મહતાબચંદે તીર્થયાત્રાનો નિર્દોષ અને પવિત્ર માર્ગ પકડયો. મોટા સમારોહ સાથે તેઓ શ્રી સમેતશીખર તરફ ચાલી નીકળ્યા. એમના સીધા આધિપત્ય નીચેનું બે હજાર સીપાઇઓનું સૈન્ય પણ તેમણે સાથે લીધું.





(૧૭)

જગતશેઠ અથવા તેમનું કુટુંબ હૉલ્વેલ સાહેબના શ્રાપે, શયતાનના પંજામાં સપડાય ત્યારે ખરૂં, પણ મીરજાફર તો શયતાનની સેનાવડે ચોતરફથી ઘેરાયો હતો એ વાત પ્રત્યેક ઇતિહાસલેખકે સમસ્વરે સ્વીકારી છે. જગતશેઠ યાત્રાએ ગયા અને મીરજાફરે પૂરા અઢી વરસ પણ ભાગ્યે જ નવાબી ભોગવી હશે એટલામાં તો બંગાળની મસનદ ઉપરથી નીચે ગબડી પડયો.

ઇતિહાસની એ કાજળઘેરી અમાવાસ્યા હતી. ન્હાની શી સુબેદારી, વઝીરી, દિવાની, જમીનદારી કે નવાબી માટે વિશ્વાસઘાત કરવો, સગાં-સ્નેહીઓનાં લોહી રેડવાં કે નિર્દોષોને રીબાવવા એ એક સામાન્ય વાત હતી. નીતિનાં સૂત્રો અને ઉપદેશો પાનામાં જ સમાયાં હતાં. કુદરતનો કોરડો પણ એટલા જ જોરથી ફરતો. કર્મોના વિપાકની એ ભયંકર ઋતુ હતી.

અલીવર્દી-ખાં ભાસ્કર પંડિત સાથે દગો રમ્યો અને મરતાં મરતાં પાપનું પ્રાયશ્ચિત્ત કરતો હોય તેમ રાતા પાણીએ રોયો! સીરાજને સંબોધી તેણે આખરે કહેલું—" અરેરે ! મેં આ બધું કોને માટે કર્યું ? કુટીલ નીતિને અવલંબી આ રાજ્યનું રક્ષણ કર્યું તે કોને માટે ? મેં કેટલી દુર્ગતિ વ્હોરી ? "

સીરાજ, હુસેનકુલી-ખાંનું ખૂન કરીને સુખી થઇ શક્યો નહીં. મહમ્મદી બેગ જ્યારે તેનો વધ કરવા તલવાર લઇ સામે આવ્યો ત્યારે સીરાજને સૌ પહેલાં હુસેનકુલી યાદ આવ્યો ને બોલી ઉઠયો: " હુસેનકુલી ! મેં જ તને મારી નાખ્યો છે. તેનાં પ્રાયશ્ચિત્ત તરિકે આ જીવન ભલે અર્ધેથી જ સંકેલાય ! " લોહીથી ખરડાયેલા શરીરે જ્યારે તે તરફડતો હતો ત્યારે પણ તેના મ્હોંમાં એ જ શબ્દો હતા:—

" બસ ! બસ ! ! હુસેનકુલી ! તારો આત્મા હવે જરૂર સંતોષાશે ! * "

મીરજાફરના પાપનું વિષવૃક્ષ પણ તરત જ ફળ્યું ! બંગાળની મસનદ ઉપર બેસતાં જ તેનો વ્હાલો પુત્ર-મીરાણ કડકડતી વીજળી પડવાથી ઓચિંતો મૃત્યુ પામ્યો ! વૃદ્ધ મીરજાફરનો દેહ અપંગ બન્યો ! ભૂતાવળની જેમ લેણદારો રાત-દિવસ તેની સામે તાંડવનૃત્ય ખેલી રહ્યા.

મીરજાફરનો જમાઇ મીરકાસીમ, મીરજાફરને પદભ્રષ્ટ કરવા કટિબદ્ધ થયો. અપંગ મીરજાફર અણચિંતવી આપત્તિઓને લીધે અકળાતો હતો. અંગ્રેજોને મુદતસર હપ્તા ભરી શક્યો નહીં. ઉપરા ઉપરી ઉઘરાણીઓ થવા લાગી. અંગ્રેજના નિરંકુશ વેપારને લીધે જકાત આવતી બંધ પડી. ઢાકાના મહેસુલમાંથી રાતી પાઇ ન મળી. મહીનાઓ સુધી પગાર ન મળવાથી સીપાઇઓ બળવો કરવા તૈયાર થઇ રહ્યા. જગત્-શેઠ જાત્રાએ ગયા હતા. મૂર્ખ મીરજાફર, જમાઇ ઉપર

* Enough ! Enough ! ! Hussin Cooly? thou art revenged ! —Stewart.

આધાર રાખી બેસી રહ્યો. એ જમાઇ આખરે સાસરાના જ પગલે ચાલ્યો. તેણે વેન્સીટાર્ટને અઠ્ઠાવન હજાર, હોલ્વેલને ત્રીસ હજાર, સુમેરને અઠાવીશ હજાર અને બાકીના સાત મેંબરોમાં કોઇને પંદર હજાર, કોઇને વીસ અને કોઇને પાંચ હજાર **અશરફીઓ** આપવાનું કબૂલી **બંગાળનો** તાજ ખરીદ્યો.

એ વખતની **મીરજાફરની** મનોદશા ચિત્રપટમાં આ રીતે ઉતારી શકાય: **પલાસીના** મેદાનમાં **સીપાહસાલાર મીરજાફર** ઉભો છે, તેના કદમમાં માથું ઝુકાવી **સીરાજ** આંસુ વહાવી રહ્યો છે. **મીરજાફર** ધર્મ અને ઈશ્વરના નામે તેનું સિંહાસન બચાવવા પ્રતિજ્ઞા કરે છે.

તરત જ બીજું ચિત્ર ખડું થાય છે. પત્થરની પ્રતિમા જેવો **મીરજાફર** સ્થિર ઉભો છે. **અંગ્રેજો** તરફથી તોપના ગોળા વરસે છે. **મીરજાફરનું** રૂંવાડું પણ નથી ફરકતું. મુર્શિદાબાદની રાજલક્ષ્મી કોઈ માયાવિની ડાકણની જેમ તેને મોહમુગ્ધ બનાવી રહી છે.

જે ઉપાયે, જે કીમ્મતે, જે દુકાનમાં તેણે **સીરાજને** વેચ્યો એ જ ઉપાયે, એ જ કીમ્મતે, એજ દુકાનમાં જાણે પોતે પોતાના જ જમાઈના હાથે વેચાતો હોય, હૃદય ચીરાતું હોય અને ધીમે ધીમે પડદો સરતો હોય એ એનું છેલ્લું દૃશ્ય!

× × × ×

**મીરકાસીમ** યુવાન્ હતો. તેણે **બંગાળની** ગાદી ઉપર આવતાં જ જોઈ લીધું કે ખજાનો ખાલી થઇ ગયો છે, **સીપાઇઓ** બળવો જગાવવાની ઘડી–પળ ગણી રહ્યા છે, **અંગ્રેજ** વેપારીઓ પરવાનાના નામે દેશી વેપારીઓને દબાવી રહ્યા છે.

મીરકાસીમે મજબૂત હાથે કામ લેવાનો નિશ્ચય કર્યો. અંગત ખરચો ઓછાં કરી સીપાઇઓને સંતોષ્યા. આરામ અને વિલાસને બાજુએ મૂકી જાતે વહિવટ સંભાળવા લાગ્યો. દેશી સીપાઇઓને અંગ્રેજ અને ફ્રેંચ સૈન્યની પદ્ધતિએ કેળવવાનું શરૂ કર્યું. અઠવાડીયામાં બે દિવસ દરબારમાં બેસી ન્યાય ચૂકવવા લાગ્યો. અંગ્રેજ વેપારીઓ સાથે સાવચેતીથી કામ લેવામાં ન આવે તો દિવસ જતાં તેઓ બંગાળના સ્વામી બની બેસી જાય એ વિષે તેને કોઇ જાતની શંકા ન રહી.

મીરકાસીમની આ બધી તૈયારીઓ જોતાં, તેને જે નિષ્ફળતા મળી એમાં વિધિનો જ છૂપો હાથ હોય એમ લાગે છે. અથવા તો બાદશાહી રાજતંત્રમાં જ તેના વિનાશનાં સૂક્ષ્મ અણુ ભર્યાં હોય એવું અનુમાન કાઢી શકાય. છતાં વિપાકની વેળાને પાછી વાળવા મીરકાસીમ પોતાની બધી શકિત, બુદ્ધિ અને વીરતા વાપરવા તૈયાર થયો. તેનો થનથનાટ જોતાં એમ થાય કે " કમનશીબ કાસીમ! તું દસ વરસ વ્હેલો જન્મ્યો હોત તો કદાચ મુસ્લીમ મહારાજ્ય સ્થાપવાનાં તારાં સ્વપ્ન સિદ્ધ કરી શકયો હોત ! "

યુગ પલટાતો હતો. કાસીમે એ કાળચક્રને પાછું ઠેલવા તપ આદર્યું. પણ શહેનશાહતનાં જૂનાં પાપ પોકારી રહ્યાં હતાં. એ પાપને લીધે જ તે સીધો રાહ ભૂલ્યો.

જગતશેઠને યાત્રાએ જતાં અટકાવવાનું તેણે ફરમાન છોડ્યું. પરન્તુ જગતશેઠે તેનો અનાદર કર્યો. તેઓ સમજતા હતા કે બંગાળનો નવાબ પૈસા સંબંધી મ્હોટી મુશ્કેલીમાં આવી પડ્યો છે. વેપાર અને મહેસુલ જે રાજ્યમાં બરબાદ થઇ રહ્યાં હોય ત્યાં જગતશેઠ પણ નવાબને કંઇ સહાય આપી

શકે એમ ન હતું. તેમણે પોતાની સેનાના બળે મીરકાસીમની સામે થઇને પણ યાત્રા પૂરી કરી.

એ વખતે તો મીરકાસીમ ગમ ખાઇ ગયો, પણ ડંખ ન ભૂલ્યો. એજ વખતે દુર્ભાગ્યે બમણું બળ કર્યું. એક તો અંગ્રેજી પેઢીના સ્વચ્છંદથી તે ગુંગળાતો હતો, એટલામાં શાહજાદો શાહઆલમ નિરાધારની જેમ રઝળતો રઝળતો બંગાળમાં આવ્યો અને અંગ્રેજોના શરણે ગયો. મીરકાસીમે માન્યું કે શાહજાદો બંગાલ, બિહાર અને ઓરીસા અંગ્રેજ પેઢીના ચરણમાં ધરી દે અને અંગ્રેજોની મદદથી દિલ્હીની ગુમાવેલી ગાદી મેળવે તો પોતાને માટે ક્યાંઇ સ્થાન ન રહે–બંગાળની દિવાની જો શાહજાદો પોતે અંગ્રેજોને સોંપે તો પછી મીરકાસીમને તો ભીખ જ માગવી પડે. તેણે અંગ્રેજોની સામે હવે ખુલ્લી દુશ્મનાવટ બતાવવા માંડી. જે કોઇ વેપારી, અધિકારી કે જમીનદાર સીધી યા આડકતરી રીતે અંગ્રેજોને મદદ કરતો હોય તેની ઉપર તેણે રાજદંડ ઉગામવાનો નિશ્ચય કર્યો.

પોતાના અને પરાયાનો ભેદ તે ભૂલી ગયો. ભીડને વખતે આડા ધરી શકાય એવા માણસોને તેણે એક માત્ર સંદેહને વશ થઇ બંદીખાને નાખવા માંડયા. રાજવલ્લભ અને કૃષ્ણચંદ્ર જેવા પુરૂષો બંદીવાન બન્યા. અંગ્રેજો સાથે લડતાં, કટવાના મેદાનમાં મીરકાસીમ હાર્યો. ઘેરીયાના મેદાનમાં પણ વિજય મળે એવાં કંઇ ચિન્હ ન હતાં. મુર્શિદાબાદ અંગ્રેજો સર કરી બેઠા હતા. મીરકાસીમ મોંગીરમાં પડાવ નાખી પડયો હતો.

મીરકાસીમે, વીરભોમના ફોજદાર મહમ્મદ તકીખાંને હુકમ કર્યોઃ " જગતશેઠ મહતાબચંદ અને મહારાજ સ્વરૂપચંદને તાકીદે મોંગીરમાં હાજર કરો. "

અંગ્રેજોની સાથે લડાઈમાં ગુંચાયેલો નવાબ આવા હુકમ છોડે તેનો અર્થ જગતશેઠ અને બીજાઓ પણ સમજી ગયા. ફોજદાર તકી-ખાંએ પૂરેપૂરા સન્માન સાથે મહતાબચંદ અને સ્વરૂપચંદને "મોતીઝીલ" માં આમંત્ર્યા અને ત્યાંથી સીધા મોંગીર મોકલી દીધા. જગતશેઠ અને મહારાજ સ્વરૂપચંદ પણ રાજવલ્લભ અને કૃષ્ણચંદ્રની જ દશાને પામશે એવી લોકવાયકા ચાલી.

ઘણા મહિના પછી જગતશેઠે મીરકાસીમને આ બીજી વાર જોયોઃ સતત પ્રવૃત્તિ અને ઉદ્વેગને લીધે તેનું પ્રથમનું સ્વાસ્થ્ય તે ખોઇ બેઠો હતો. છતાં તેની દૃષ્ટિમાં કંઇ ઓર ચમક તેઓ જોઇ શકયા. નવાબીના વૈભવની જડતા લોપ પામી હતી, તેને સ્થાને કર્મવીરનું ચૈતન્ય તેનામાં અભિષેકાયું હતું. જગતશેઠને થયું કે બંગાળના નવાબોમાં જો કોઇને વ્યક્તિત્વ હોય તો આ મીરકાસીમ માટે જ નિર્માયું હતું. આજ માણસ કદાચ મુસ્લીમ સત્તાને મરતી બચાવી શકે. વિનય અને વિવેકમાં પણ તે પહેલા કરતાં કઇંક અધિક કેળવાયો હતો.

જગતશેઠને કાસીમે માનપૂર્વક આસન ઉપર બેસાર્યો. સીરાજ કે મીરજાફર હોય તો પહેલી વાત પૈસાની જ કાઢે. પણ કાસીમ એવી ભૂલ કરે એવો માણસ ન હતો. થોડા અનુભવે તેને રાજનીતિ અને રાજરીતનો કક્કો શીખવી દીધો હતો.

"આપને જનાબે જતાં રોકવાનો મને કંઇજ અધિકાર ન હતો. આપે મારી ભૂલ સુધારી લીધી, એ બહુ ઠીક કર્યું." મીરકાસીમે, મુરબ્બીની પાસે માફી માગતો હોય એવો દેખાવ કર્યો.

"બંગાળનો સ્વામી, અધિકારની મર્યાદા બાંધે એ ન શોભે. પણ મેં તો નિશ્ચય જ કર્યો હતો કે આસમાનમાંથી અંગારા વરસે તોયે શીખરજીની યાત્રા તો કરવી જ. જીંદગીનો શો ભરૂંસો ? યથાશકિત દાનપુણ્ય કે તીર્થયાત્રા કર્યાં હોય તો પરમાધામીનો ભય ઓછો." શાંતિથી જગતશેઠ મહતાબચંદે ઉત્તર આપ્યો.

"હું એ વાત નથી માનતો. બંગ–જનનીને દુશ્મનોની દયા ઉપર છોડીને તીર્થ કરવા નીકળવું અને પરલોકને સુધારવાનું અભિમાન લેવું એ વાત હજી મારે ગળે ઉતરતી નથી. તીર્થના રક્ષણ માટે જો તમે કોઇ દુશ્મન સામે દોડી ગયા હોત તો હું તેની મ્હોટી કીંમત આંકત." મીરકાસીમે પોતાના વિષયને યોગ્ય ભૂમિકા તૈયાર કરવા માંડી.



જગતશેઠ, મીરકાસીમને મદદ કરવાના ખરા અવસરે ખસી ગયા અને તીર્થયાત્રાના અવસરમાં જ બંગાળનું રાજતંત્ર ગુંચવાયું એમ તે સૂચવવા માગતો હતો. વસ્તુતઃ બંગાળના વ્યાપાર તથા રાજતંત્રની સ્થિતિ જગતશેઠ બરાબર સમજતા હતા. તેઓ સેવાથી કંટાળીને નહીં પણ પ્રપંચોમાં ભાગીદાર બનવાની અનિચ્છાથી યાત્રાએ ગયા હતા. મીરકાસીમને એ વાત શી રીતે સમજાવવી ?

"કેટલાક પ્રસંગો એવા પણ આવે કે જે વખતે અપવાદને માથાનો મુકુટ માની લેવો પડે. એવો પણ અવસર સંભવે કે જે વખતે મન ઉપર સંયમ રાખી શાંત બેસી રહેનાર, રાજ્યની ભારે ભક્તિ કરી રહ્યો હોય. કયારે કઇ નીતિ સ્વીકારવી એ વિષે સૌ સ્વતંત્ર હોય છે." જગતશેઠે મીરકાસીમની વાતને તોડયા વિના, સીધી રીતે પોતાની નીતિનું પ્રતિપાદન કર્યું.

"અંગ્રેજ વેપારીઓ સાથે મળી જનાર, અને ઉપરથી તટસ્થપણાનો દેખાવ કરનાર, બંગાળનો હિતચિંતક હોઇ શકે એમ જ કહેવા માગો છો, ખરું ને?" મીરકાસીમે નવાબી નીતિનું પ્રદર્શન કર્યું.

જગતશેઠને યુદ્ધનું આ સ્પષ્ટ આહ્વાન ગમ્યું. મીરકાસીમ માત્ર વ્હેમને વશ બની, પોતાના જ પગ ઉપર કુહાડો મારી રહ્યો છે એ હકીકત સૌ કોઈ જાણતું હતું. પણ નવાબના ખોફના ભયથી કોઇ સ્પષ્ટ વાત કહેવાની હિમ્મત કરી શકતું નહીં. જગતશેઠ એ સાહસ ખેડવા તૈયાર થયા.

"આજે અંગ્રેજો આપને દુશ્મન જેવા દેખાય છે. એમની સાથે નામનો પણ સંબંધ ધરાવનારને આપ દંડો છો; પણ એ રીતે આપ અનિષ્ટને આગળ વધતું નહીં અટકાવી શકો. એ લોકો વેપારી છે. આપણે જ એમને લાંચ-રુશ્વત ને લાલચ આપી કર્તા-હર્તા બનાવ્યા છે. આપણા અંદર-અંદરના વિરોધે જ તેમને બળવાન બનાવ્યા છે. જો એમને આપણે વેપારી જ રાખી શક્યા હોત અથવા તો હજીપણ વેપારી રાખી શકીએ તો એમની સાથેના સંબંધથી આપણને કોઈ જાતનો ભય ન રહે. ત્રણ ત્રણ પેઢીની ભૂલ હજી પણ સુધરી શકે." જગતશેઠના શબ્દે શબ્દને પી જતો હોય એટલી આતુરતાથી મીરકાસીમ સાંભળી રહ્યો.

"શાહજાદાની નવી આફત આવી ન હોત તો ગમે તે રસ્તે નીકાલ કરી લેત." મીરકાસીમ નિરાશભાવે બોલ્યો.

"શાહજાદો બે દિવસ પછી ચાલ્યો જશે. અંગ્રેજ વેપારીઓને એ ગમે તેવા હક્ક આપે, પણ એમને નવાબોની

સાથે જ કામ લેવું પડશે. બહુ બહુ તો ગોરા વેપારીઓને વગર જકાતે વેપાર કરવાની છૂટ મળશે; પણ ધીમે ધીમે નવાબ, આ દેશના વેપારીઓને એવા હક્ક આપવાને સ્વતંત્ર છે. અંગ્રેજો તેની સામે વાંધો લઇ શકશે નહીં. અને એક વખતે રોગ પરખાયો એટલે તેના ઉપચાર પણ મળી આવશે." જગતશેઠે વણિકની વાણિજ્યનીતિ સમજાવવા માંડી.

"ઘેરીઆમાં વાંશલીનાલા પાસે આપણું સૈન્ય પડયું છે. એક જમાદાર ઘવાયાના ખબર મળ્યા છે. મારી મુખ્ય આશા એની ઉપર હતી. ત્યાં પણ જો ન ફાવીએ તો છેલ્લી ઉધૂયા-નાલાની એક લડાઇ લડી લેવી અને તે દરમીયાન આપે કહ્યું તેમ અત્યારથી જ વગર–પરવાને બધા વેપારીઓને વેપાર ચલાવવાની છુટ આપવીઃ એમ બન્ને બાજુથી દુશ્મનને હંફાવવો." મીરકાસીમ એકીસાથે બધા ઇલાજ અજમાવવા ઉતાવળો થયો.

"લડાઇની વાતમાં મારો અભિપ્રાય નકામો ગણાય. એનો અર્થ એ નથી કે યુદ્ધમાં હું અશ્રદ્ધા ધરાવું છું. એમ હોત તો મેં મારા બે હજાર સૈનિકોને કયારના યે છૂટા કરી દીધા હોત. પણ હકીકત એવી છે કે આજે કોની ઉપર વિશ્વાસ મૂકવો એ જ નથી સૂઝતું. સેનાપતિ કે ફોજદાર, અણીને વખતે ફરી બેસે તો લાભને બદલે હજારગણી વધુ હાનિ વ્હોરવી પડે! છેલ્લા વીસ વરસમાં એવું એક પણ યુદ્ધ બતાવશો કે જેમાં અંગ્રેજી સૈન્યે, આપણા માણસોને ફોડયા વિના, કેવળ બાહુબળથી વિજય વર્તાવ્યો હોય?" જગતશેઠે ક્રમે ક્રમે એક એક વિષય ચર્ચવા માંડયો. કઠોર સત્ય સંભળાવવાનો પ્રસંગ પાસે આવ્યો હોય તેમ તેમણે વિશેષમાં કહ્યું:

"પણ એમાં એ બિચારા સેનાપતિઓ કે ફોજદારોનો વાંક આપણે કઈ રીતે કાઢી શકીએ ? આપણે પોતે જ જો એ કુટીલ નીતિને અનુસરીએ તો પછી બીજા માણસો તેનું અનુકરણ કેમ ન કરે? ન છૂટકે યુદ્ધ કરવું પડે એ જૂદી વાત. પણ યુદ્ધના વિજય ઉપર બંગાળની સ્વતંત્રતાનો આધાર રાખવો હવે નકામો છે."

મીરકાસીમને જગતશેઠની સલાહ માનવાનું મન થયું. છતાં પોતે જ ઉપજાવેલા નવાબીના વ્હેમી વાતાવરણથી પર જઈ શક્યો નહીં. છુપા કરારો, છુપી મંત્રણા, છુપા પ્રપંચો, છુપા જાસુસો એ પ્રમાણે છુપાપણાને લીધે બધું જ વિષમય બન્યું હતું. જગતશેઠ છુપી રીતે અંગ્રેજો સાથે મળી ગયા હોય અને ખોટે રસ્તે દોરતા હોય તો શું થાય ? મીરકાસીમને કમળાના રોગને લીધે જગતશેઠ પણ પીળા રંગના દેખાતા હોય એવી શંકા ઉપજી.

"મને આપની સલાહની વખતોવખત જરૂર પડશે. શાંતિ થતાં સુધી આપ મુંગેરમાં રહો એવી મારી ઇચ્છા છે." મીરકાસીમે જગતશેઠની કસોટી કરવા દરબારી ભાષામાં દરખાસ્ત મૂકી.

"પેઢી મુર્શિદાબાદમાં રહે અને અમે અહીં રહીએ એ કેમ બને ?"

"મુર્શિદાબાદ જેવી જ પેઢી અહીં સ્થાપી શકો. અને રાજીખુશીથી નહીં રહો તો મારે તમને પરાણે અહીં રોકવા પડશે." મીરકાસીમે દૃઢતાથી જવાબ આપ્યો.

"પરાણે રોકવા" નો અર્થ જગતશેઠ સમજી ગયા. તે દિવસથી જગતશેઠ મહતાબચંદ અને સ્વરૂપચંદ મહારાજ,

મીરકાસીમના ' નજરબંદી ' બન્યા. મોંગીરની સીમમાંથી એક પગલું આઘે ન જાય એ માટે જાસુસો રોકવામાં આવ્યા જગત-શેઠની જરૂરીયાતો ઉપર નવાબ જાતે ધ્યાન આપવા લાગ્યો.

એક અઠવાડીયું વીત્યું નહીં ત્યાં તો ઘેરીઆના મેદાનમાં મીરકાસીમનું સૈન્ય હાર્યું. એ સમાચાર સાંભળતાં જ મીર-કાસીમે, જગતશેઠની પ્રથમની સલાહ પ્રમાણે એક જાહેરનામું બ્હાર પાડયું:

" અમને એવી પાકે પાયે ખબર મળી છે કે આ દેશના વેપારીઓનો મ્હોટો ભાગ ભારે ખોટમાં આવી પડયો છે, વેપારધંધો નાશ પામતો જાય છે, અને લોકો નિરૂદ્યોગી તેમજ આળસુ બની બેઠા છે.

એટલા માટે લોકોના ભલાને સારૂ બધી જાતના કર, વેરા, જકાત, ચોકીદારીના ઉઘરાણા બે વરસ સુધી માફ કર-વામાં આવે છે."

અંગ્રેજ વેપારીઓને આ જાહેરનામું તોપના ગોળા કરતાં પણ વધુ ભયંકર લાગ્યું. યુદ્ધમાં રચ્યોપચ્યો રહેનાર મીરકાસીમ પોતે વેપારી નીતિમાં આટલી કૂશળતા બતાવે એ તેમને અસંભવિત ભાસ્યું. અંગ્રેજ વેપારીઓ પરવાનાના બળે, અથવા તો બનાવટી પરવાનાના જોરે વગરજકાતે વેપાર ચલાવી શકતા અને તેથી દેશી વેપારીઓનો તથા કારી-ગરોનો બેવડો મરો થતો. તેની સામે મીરકાસીમ બમણી ખોટ વેઠીને પણ આ પ્રમાણે પોતાનો બચાવ કરશે એમ કોઇ અંગ્રેજ વેપારી માની શકયો નહીં. તેમને આ જાહેરનામામાં જગતશેઠની બુદ્ધિનો પ્રતાપ હોય એવી ખાત્રી થઇ.

સ્વાભાવિક રીતે જ ગોરા વેપારીઓ મીરકાસીમના છેલ્લા જાહેરનામાથી ખૂબ ખીજાયા. તેમણે મીરકાસીમને પદભ્રષ્ટ કરવા અને તેમ ન બને તો જગતશેઠથી છુટા પાડવાનો નિશ્ચય કર્યો. મીરકાસીમ પણ છેલ્લા પરિણામ માટે તૈયાર થઇ રહ્યો હતો. તે "ઉધૂયાનાલા" ઉપર મોટો આધાર રાખતો. અને યુદ્ધનીતિના અનુભવીઓ કહે છે કે એ સ્થાન લડાઇ માટે પસંદ કરવામાં મીરકાસીમે ભારે કુશળતા બતાવી હતી. પલાસીની જેમ આ "ઉધૂયાનાલા" પણ બંગાળના ઇતિહાસમાં અમર બન્યું છે. હિંદુસ્થાનના ભાગ્યપલટાનાં થોડાં યુદ્ધક્ષેત્રોમાં આ "ઉધૂયાનાલા" એક અગ્રસ્થાન રોકે છે. અંગ્રેજ સેનાપતિ મેજર ઍડમ્સના પાંચ હજાર સીપાઇઓએ, નવાબ મીરકાસીમના ચાલીસ હજાર સીપાઇઓને શી રીતે હરાવ્યા એ જેમ એક આશ્ચર્યકથા છે તે જ પ્રમાણે એક શરમકથા છે.



ચોવીસ કરતાં પણ વધુ દિવસો નીકળી ગયા અંગ્રેજ સૈન્ય પોતાની પ્રચંડ તોપો વતી કીલ્લાની એકકે કાંકરી ખેરવી શક્યું નહીં. અંગ્રેજોનો ઉત્સાહ નરમ પડતો હતો, બીજી તરફ નવાબી સૈન્ય નાચ-રંગમાં મશગૂલ બન્યું હતું.

આખરે એક જાણભેદુ ફુટયો. મીરકાસીમના સૈન્યમાંથી છાનોમાનો નીકળી અંગ્રેજો ભેગો મળી ગયો. તેણે કહ્યું: "કીલ્લાની આસપાસનું કાદવનું સરોવર બધે સ્થળે સરખું ઉંડું નથી. એક ઠેકાણેથી આબાદ ઓળંગી શકાય એમ છે." ક્ષણનો પણ વિલંબ કર્યા વિના અંગ્રેજ સેના કાદવ ખુંદી, કીલ્લા પાસે પહોંચી. અને નવાબના પહેરગીરોને મારી, પાણીના પૂરની જેમ કીલ્લામાં પેઠી ! નવાબસેના નીસામાંથી જાગી અને જોયું તો એકે એક સીપાઇ કાળની ચક્કીમાં પીસાઈ રહ્યો હતો.

મીર કાસીમની છેલ્લી આશા પણ પરપોટાની જેમ ફુટી ગઇ ! એક જણનો વિશ્વાસઘાત એટલે બંગાળની મુસ્લીમ રાજસત્તાનો સંહાર. ત્રિપુરારીની જેમ તેને ત્રીજું લોચન હોત તો તે અત્યારે સારી સૃષ્ટિમાં પ્રલયની આગ વરસાવત ! તેને માણસ માત્રમાં ખુદાઈ નૂરને બદલે શયતાનીયતનો જ વાસ હોય એમ લાગ્યું. જગતશેઠનાં ઉપદેશવાક્યો તેને યાદ આવ્યાં: "આ કાળમાં વિશ્વાસ મૂકવાના અને લડાઇઓ લડવાના દિવસો વીતી ગયા છે."

તેને બીજો તર્ક સ્ફુર્યો: "જગતશેઠ આટલા નિશ્ચયથી લડાઇનું પરિણામ જોઇ શક્યા એમાં કંઇ છૂપો ભેદ નહીં હોય ?"

એ જ સંકલના લંબાતી ચાલી:

"જો એમ ન હોય તો કલકત્તાનો ગવર્નર વેન્સીટાર્ટ, જગતશેઠને મોંગીરમાંથી છોડાવવા આટલુંબધું દબાણ શા માટે કરી રહ્યો હશે ?"

પણ મોંગીરમાં આવ્યા પછી જગતશેઠનું જે વર્તન મીર કાસીમે જોયું તે ઉપરથી તેને જરા પણ શક ન રહ્યો કે "જગતશેઠ કોઇના પક્ષમાં નથી. જોનારની આંખમાં જે રંગ હોય તેજ રંગ જગતશેઠમાં દેખાય એવી તેમનામાં કંઇક વિશેપતા છે."

'ઉધૂયાનાલાની'ની હાર પછી મીરકાસીમ દુનીયામાં મ્હોં બતાવી શકે એમ ન રહ્યું. તેણે એકદમ પટણા ઉપર છાપો મારવાનો નિશ્ચય કર્યો અને બને તેટલા અંગ્રેજ સૈનિ-

કોનાં લોહીથી વેરની તૃષા છીપાવી, અસહ્ય થઇ પડેલી જીંદગીનો અંત આણવો એવો નિશ્ચય કર્યો.

પણ જગતશેઠનું શું કરવું ? મુર્શિદાબાદ પાછા મોકલવા ? અંગ્રેજોને સોંપવા ? પટણાના તોફાનમાં સાથે લેવા કે બંગાળની નવાબી પાછળ બીજાની જેમ એમનું યે બળિદાન દઇ દેવું ?

અંધારી નિર્જન અટવીમાં મીરકાસીમ ભૂલો પડયો હોય એવી મનોદશા અનુભવી રહ્યો. વેર, વ્હેમ, મહત્વાકાંક્ષા, વિશ્વાસઘાત, નિરાશા એ બધાં સત્વો પોતપોતાની ભાષામાં મીરકાસીમને જૂદે જૂદે માર્ગે ખેંચી રહ્યાં. થોડા દિવસો થયાં બુદ્ધિ અને હૃદયનું બળ તે ખોઇ બેઠા હતો. આત્માનો અવાજ સંભળાતો બંધ થયો. અંતરમાંથી વેરની વાસનાનો એક ધ્વની નીકળ્યો. તરત જ મીરકાસીમે જગતશેઠને પોતાની રૂબરૂ બોલાવ્યા.



" જગતશેઠ ! મીરકાસીમ હવે છેલ્લી રજા લે છે. મુસ્લીમ સામ્રાજ્ય સ્થાપવાના મોહે મેં પાપ કરતાં પાછું વાળીને નથી જોયું. હજી પણ કેટલાંય પાપ આ ખુની હાથની રાહ જોઈ રહ્યાં હશે." વીંધાયેલા વાઘની જેમ મીરકાસીમ વિકરાળ બન્યો. અંતરના તોફાનને શમાવવા તે બે ઘડી શાંત રહ્યો.

" હવે તો દુનીયાભરનું મહારાજ્ય મળતું હોય તો પણ મને નહીં જોઇએ ! મરી ખૂટવાની પ્રતિજ્ઞા સાથે આજે જ મોંગીર મૂકું છું. ખરેખર મને મારા સીપાઇઓના વિશ્વાસઘાત ઉપર આંસુ પાડવાનો કઇ જ અધિકાર નથી. નવાબ ન હતો ત્યારે હું કેટલો સુખી હતો ? નવાબીની મૃગતૃષ્ણા પાછળ દોડયો— ભાન ભૂલીને દોડયો, એનું પરિણામ જે આવવું જોઇતું હતું

તેજ આવ્યું. પણ હું પશ્ચાત્તાપ નહીં કરું. આ હૃદય ચીરીને જોશો તો જણાશે કે ત્યાં વેરની આગ સળગી રહી છે-બળું છું અને બીજાને પણ બાળીશ ત્યારે જ આ હૃદય કંઈક શાંતિ પામશે."

જગતશેઠ બોલવા જતા હતાઃ "નવાબ——"

"બસ. નવાબ અને નવાબીનો આજથી જ અંત આવે છે. મને હવે કોઈની સલાહની જરૂર નથી. સલાહ લઈને હવે હું શું કરી શકવાનો હતો? બંગાળની નવાબીને બહુ બહુ તો બે દિવસની વધુ જીંદગી આપી શકું એટલું જ. એને બચાવવાનો પ્રયત્ન ન કરશો. કુદરતી નિર્માણને એના સીધા માર્ગે જવા દો. તમે પણ વચમાંથી ખસી જાઓ અને હું પણ ખસી જઉં......પણ મારે માથે હજી એક કરજ છે. મારે મારા શત્રુઓના લોહીમાં ડૂબવું છે. તમને એકવાર મારી નજર સામે આ ભાગીરથીમાં ડૂબતાં જોઉં..." મીરકાસીમ અતિશય આવેગને લીધે આગળ બોલી શકયો નહીં.

"મૃત્યુની બધી તૈયારી કરીને જ આવ્યો છું. શા સારૂ સંકોચાઓ છો? બંગમૈયાનાં લાખો સંતાન, માત્ર મારા ખસી જવાથી સુખી થતાં હોય તો આ તુચ્છ જીવનનું સમર્પણ એ કઈ મોટી વાત છે? આપની ખાતર નહીં, તેમ મારી ખાતર નહીં, માતૃભૂમિના કલ્યાણની ખાતર અભિમાનથી-સુખથી અને ઉલ્લાસથી મરીશ. નિર્માણની વચમાં અમારાં જીવન આડાં આવતાં હોય તો મૃત્યુ પણ અમારે મન મનોહર બનશે. પુનર્જન્મને વિષે જેને પૂર્ણ વિશ્વાસ છે, આત્માની અમરતા અને ઉર્ધ્વગતિને વિષે જેને સંપૂર્ણ શ્રદ્ધા છે, તે શું મૃત્યુથી બ્હી જશે? તુચ્છ જીવનની ખાતર ભીખારીની જેમ કરગરશે?

બંગાલનો નવાબ નજરોનજર જોઇ શકશે કે જે જગતશેઠો પોતાના ભંડાર ઉદારતાથી ઉડાવી જાણે છે તે પોતાનાં જીવન પણ એટલી જ સ્હેલાઇથી સમર્પી શકે છે !" જગતશેઠે ભાગીરથીના શાંત વહેતાં જળ સામે જોયું. જીવનની છેલ્લી સાર્થકતા સધાતી હોય તેમ તેમના ચ્હેરા ઉપર પ્રફુલ્લતા પથરાઇ.

"એમ ન સમજતા કે તમને જળશય્યામાં સુવાડી હું નવાબીનો વૈભવ માણવા જીવતો રહીશ. હું પણ તમારી પાછળ જ આવું છું. નવાબીતંત્ર પણ તમારા બલિદાનથી એટલું બધું ભારે બનશે કે તે પણ આપની સાથે જ તળીયે પહોંચી સદાને માટે વિરામ લેશે." મીરકાસીમે ગળગળા અવાજે કહ્યું.

બંગાળના બે વીરો એ વખતે મૃત્યુંના કાંઠે આવી ઉભા હતા. જગતશેઠ મહતાબચંદ અને મહારાજ સ્વરૂપચંદ, મીરકાસીમની નજર સામે, દેવમંદિરમાં પ્રવેશતા હોય એટલા જ ઉત્સાહથી ભાગીરથીના ઉંડા જળમાં ઉતર્યા. ચુની નામનો એક નોકર તેમની પાછળ બૂડી મરવા તૈયાર થયો. પણ મીરકાસીમે તેને અટકાવ્યો. જગતશેઠથી એક પળનો પણ વિયોગ તે સહી શકયો નહીં. ત્યાં ને ત્યાં જ તે એક ઉંચી ટેકરી ઉપર ચડયો અને સૌની સામે તેણે પોતાનો દેહ ઝંપલાવ્યો.

મીરકાસીમે માન્યું કે હવે પોતે નિશ્ચિંત મને બંગાળનો ત્યાગ કરી શકશે. જગતશેઠ જેવો બુદ્ધિ અને લક્ષ્મીનો ભંડાર, દુશ્મનોને માટે ખુલ્લો રહે અને તેઓ તેનો ઉપભોગ કરે એ કરતાં તો પોતાની નજર સામે જ સાગરના અનંત જળમાં સમાઇ જાય એ શું ખોટું ? રજપૂતો પોતાના અંતઃપુરમાં આગ મૂકયા પછી રણમેદાને ઝૂકતા એમાં ક્રૂરતા કરતાં પણ

અધિક તો સહીસલામતી અને સર્વસ્વનો ત્યાગ સમાએલાં હોય એમ તેને લાગ્યું.

એ રીતે બુદ્ધિને છેતરવા છતાં **મીરકાસીમ**ના અંતરનો વિપ્લવ ન શમ્યો. વેરની વાસના આઘે ઉભી રહી જાણે અટ્ટહાસ્ય કરતી હોય એમ બોલી: "આ જ જગતશેઠ, એક વાર તારા ફરમાનની સામે થઇ જાત્રા કરવા જતા હતા તે યાદ છે? એની ઉપર દયા કે મમતા સીંચતાં તું શરમાતો નથી? કેટલો બુદ્ધિહીન છે?" **મીરકાસીમ** વ્યાકૂળ ચિત્તે આસપાસ જોઇ રહ્યો! વૃક્ષો કંપતાં હતાં, વાયુના અણુ આણુમાં ભયંકર ઔદાસીન્ય ભર્યું હતું. તેણે પોતાની નજર પાછી વાળી લીધી.



પણ તરતજ એક સાથે અસંખ્ય માયાવિનીઓ, **મીરકાસીમ**ને વીંટળાઈ વળી હોય એમ તેને થયું! તેનું વજ્રકઠોર હૈયું હમણાંજ ભાંગીને ભૂકો થઇ જશે એમ લાગ્યું. તેણે બે હાથ વતી જોરથી માથું દાબ્યું. પૃથ્વી ફરતી હતી, આકાશ પણ જાણે ટૂટી પડવાની અણી ઉપર આવી ઉભું હતું. એક માયાવિનીએ, આત્મીયની જેમ બરાબર કાનમાં કહેવા માંડયું—"જગતશેઠને માટે ખેદ કરવો મૂકી દે! આ જગતમાં કોઇ કોઇનું નથી. તું જેને તારા માને છે તે જ તારા આહારમાં ઝેર નહીં ભેળવતા હોય તેની શી ખાત્રી?" **મીરકાસીમ**ને આ અદસ્ય વાણીએ સ્હેજ સ્વસ્થ અને ઉત્તેજીત કર્યો. પણ તે હવે વધુ વખત ત્યાં ઉભો રહી શકયો નહીં. જગતશેઠ અને મહારાજા સરૂપચંદને છેલ્લી વાર તેણે જોયા અને તેની લાલચોળ લાગતી આખમાંથી આંસુનાં બે ટીપાં સરી પડયાં!



"બસ, હવે **બંગાળ** ભલે સ્મશાનભૂમિ બને! અંગ્રેજો

પણ ધનધાન્યને બદલે ભલે રાખની બે મુઠી ભરી રાજી થાય!" મીરકાસીમ મનનાં બબડયો અને અર્ધગાંડાની જેમ વિજયનો મદ માણતો, ઝપાટાભેર ત્યાંથી ચાલી નીકળ્યો.

જગતશેઠ મહતાબચંદ, મહારાજા સરૂપચંદ અને ચુનીનાં આત્મસમર્પણ નીહાળી ભાગીરથીનાં જળ ખળભળ્યાં. આજે પણ ભાગીરથીની દૈવી વાણી સમજનારા સંતો અને કવિઓ કહે છે કે " ભાગીરથીના સંગીતમાં જગતશેઠના આત્મ-સમર્પણનો જ મહિમા સંભળાય છે."

જગતશેઠ જતાં બંગાળની અંધારી રાતનું એક ઉજ્જ-વળ નક્ષત્ર આથમી ગયું. બંગાળનાં લાખો સ્ત્રી-પુરૂષોએ તે દિવસે અન્ન ત્યજ્યાં. બંગાળના મોટા શહેરથી માંડી નાના નાના ગામડાં સુધી શોકનું એક મોટું મોજું ફરી વળ્યું.

મરવાને માટે જ મોંગીરથી નીકળેલો મીરકાસીમ, જગ-તશેઠનો પાછળ શી રીતે પહોંચ્યો તે કોઈ કહી શક્યું નથી. માત્ર એટલું જ મળી આવે છે કે પટણામાં અંગ્રેજોના હાથથી નાઠા પછી " અચાનક એક દિવસે દિલ્હીના પાદ-રમાં એક તૂટીફૂટી ઝુંપડી પાસે અજાણ્યા પુરૂષનું શબ ધૂળમાં રગદોળાતું મળી આવ્યું. તેને કબરમાં દાટવા જેટલી સામગ્રી પણ એ ઝુંપડીમાં ન હતી. બહુ તપાસ કરતાં ઝુંપડીમાંથી એક જુની ગંધાતી શાલ મળી. તે વેચી જે કંઇ ઉપજ્યું તેનાથી શબને દાટવાની ક્રિયા દિલ્હીના નાગરિકોએ પૂરી કરી. દાટતી વેળા એકાએક કોઇ રડી પડયું. રડતાં રડતાં તેનાથી બોલાઇ જવાયું કે " અરેરે ! આ તે જ મીરકાસીમ ! " આ આર્તનાદ પણ આકાશમાં મળી ગયો !

---

(૧૮)

જગતશેઠ મહતાબચંદ અને મહારાજા સરૂપચંદ જતાં જ જગતશેઠના વૈભવ અને પ્રતાપ ઝંખવાતા ચાલ્યા. બાદશાહ શાહઆલમના સમયમાં એ કુટુંબની પ્રતિષ્ઠા બરાબર જળવાઇ, પણ પ્રથમનું ઓજસ ઉડી ગયું. મધ્યાન્હના નમતા પહોરની જેમ, બધું પૂર્વવત્ ચાલવા છતાં એની ગતિ બદલાઇ ચૂકી હતી.

મહતાબચંદના જ્યેષ્ટ પુત્ર ખુશાલચંદને અને મહારાજા સરૂપચંદના જ્યેષ્ઠ પુત્ર ઉદાયતચંદને બાદશાહ શાહઆલમે, અનુક્રમે જગતશેઠ અને મહારાજાના પદથી સન્માન્યા. બન્ને ભાઇઓ સાથે મળીને પેઢીનો કારભાર કરવા લાગ્યા. પણ પેઢીનો કસ ઉડી ગયો હતો. અયોધ્યાના વજીરે એકવાર મોટી લાલચ આપી તેમને પોતાની પાસે બોલાવ્યા. પણ વજીરનો સ્વાર્થ ન સધાયો. મુર્શિદાબાદ છોડીને અયોધ્યામાં રહેવાનું તેમણે ન સ્વીકાર્યું. નવાબ-વજીરે ખૂબ દ્રવ્ય ચૂસી એ બે ભાઇઓને છોડી દીધા.

મીરજાફરનો પુત્ર નજુમ-ઉદ્દૌલા, અંગ્રેજોની મહેરબાનીથી મુર્શિદાબાદની મસનદ ઉપર આવ્યો. કંપનીના નોક-

રાની દ્રવ્યલાલસા પહેલા કરતાં અધિક પ્રમાણમાં બળવતી બની હતી. કાઉન્સીલનાં સભ્યો-જોનસ્ટન, મીડલટન અને લેસેસ્ટરે નજુમ-ઉદ્દૌલા પાસે એક લાખ ને પચીસ હજાર રૂપીયાની માગણી કરી. જગતશેઠે તે કબૂલ્યા તો ખરા, પણ વખતસર આપી શકયા નહીં. આથી એ ગોરા દેવા કોપાયમાન થયા અને બળજોરીથી રકમ વસુલ કરી.*

નજુમ-ઉદ્દૌલાએ પહેલા મહમદ રેજા-ખાંને નાયબ-સુબો નીમ્યો હતો. પણ કલાઇવે બીજીવાર હિંદુસ્તાનમાં પગ મૂકયો કે તરત જ તેણે એ વ્યવસ્થા નામંજુર કરી અને નજુમને રાજકાજમાંથી તેમજ સૈન્ય સંબંધી વ્યવસ્થામાંથી રાજીનામું આપી છૂટા થવાની ફરજ પાડી. માત્ર નામની કેટલીક સત્તા રહેવા દીધી-તેમાં પણ મહમદ રેજા-ખાં, રાજા દુર્લભરામ અને જગતશેઠની સલાહ વિના કંઇ કામ ન કરવાનું દબાણ થયું.

એ સ્થિતિ પણ ૧૭૬૫ માં પલટાઇ ગઇ. કંપની સરકારે બંગાળની દિવાની પોતાના અધિકારમાં લીધી. અને તે દિવસથી કંપની દેશમાં કર્તાહર્તા બની. કલાઇવે જગતશેઠ ખુશાલચંદને કંપનીની સરાફી સોંપી. ખુશાલચંદ બહુ ન્હાની ઉમ્મરના હતા -ભાગ્યે જ અઢાર વરસ થયા હશે. જગતશેઠના કુટુંબની પૂરેપૂરી પડતી અહીંથી આરંભાઇ.

જગતશેઠ ખુશાલચંદે, એ અરસામાં, કલાઇવને એક પત્ર લખી પોતાની કેટલીક મુશ્કેલીઓ નિવેદી. પણ કલાઇવે

* Burk's Impeachment of W. H. (Bohn) Vol I. P 246

સભ્યતાપૂર્વક તેનો જવાબ વાળવાને બદલે જાણે જુનું વેર વાળતો હોય તેમ કઠોર વાણીમાં સંભળાવી દીધું કે:

"તમારા પિતા સાથેના વહેવારમાં હું કેટલી મહેરબાની રાખતો અને કેવી મદદ કરતો તે તમારી જાણ બ્હાર નહીં હોય. તમારી અને તમારા પરિવારની સાથે પણ એવો જ આંતરિક સંબંધ ધરાવી રહ્યો છું. છતાં ખેદની વાત છે કે તમે તમારી પ્રતિષ્ઠાનો અને જવાબદારીનો કંઇ ખ્યાલ નથી રાખતા. પહેલા આપણી વચ્ચે એવી સમજુતી થઇ હતી કે તીજોરીની ત્રણ ચાવીઓ જૂદે જૂદે ઠેકાણે રાખવી, પણ તેમ કરવાને બદલે તમે એકલા તમારી પાસે જ બધા પૈસા રાખી લો છો. ઇજારા પણ તમે બની શકે તેટલા ઓછા દરે આપો છો, રાજ્યનું કરજ પહેલાં વસુલ કરવું જોઇએ તેમ ન કરતાં તમે તમારૂં લેણું, જમીનદારો પાસેથી પહેલું પતાવો છો, એવા સમાચાર મને મળ્યા છે. તમારી આ વર્તણુકનો કોઇ રીતે બચાવ થઇ શકતો નથી. હજી પણ તમે પ્રથમના જેટલા જ પૈસાદાર છો. વધારે લોભને લીધે તમને અસંતોષ રહેતો હશે, પણ તમે તમારી જવાબદારીથી નીચે પડતા જાઓ છો અને અમારો તમારા પ્રત્યેનો વિશ્વાસ ઉઠતો જાય છે."×

આ પત્રમાં **કલાઇવનો** હુંકાર ગર્જી રહ્યો છે. ખોટા દસ્તાવેજ બનાવી પોતાના આશ્રિતોના નિઃશ્વાસ લેતાં જેને જરાય અરેકાર ન થયો તેની પાસેથી જગતશેઠના પુત્રોને આવો ઉદ્ધત જવાબ મળે એ વિષે કોઇને આશ્ચર્ય ન થાય.

---

× Hunter's Statistical account of Murshidabad P. 263

૧૭૬૬ ના એપ્રીલ મહીનામાં જગતશેઠે, કંપની પાસે પોતાના લેણા ૫૦ થી ૬૦ લાખ રૂપીયાની ઉઘરાણી કરી. જગતશેઠે એ રૂપીયામાંથી ૩૦ લાખ જમીનદારોને અને ૨૧ લાખ મીરજાફર તથા અંગ્રેજોના સૈન્યના નિભાવને અંગે ધીર્યા હતા. ૧૪ મી એપ્રીલે કંપનીની કાઉન્સીલે ઠરાવ્યું:

"જમીનદારોના દેણા માટે આપણે જવાબદાર નથી. બાકીના ૨૧ લાખ, કંપની અને નવાબ સરખે ભાગે; દસ વરસની અંદર ભરી દેશે. "+

તે પછી કંપનીની સત્તા અને આવક વધતી ચાલી. કલાઇવને થયું કે રાજકારભારમાં જગતશેઠની મુદ્દલ દરમ્યાનગીરી શા સારૂ હોવી જોઇએ ? તેને જગતશેઠ નડતરરૂપ લાગ્યા. જગતશેઠને તેણે કહેવરાવ્યું : " જો વરસ દિવસે ત્રણ લાખ રૂપીયા લઈ છુટા થવા માગતા હો તો અમે એટલું વર્ષાસન બાંધી આપવા તૈયાર છીએ. " જગતશેઠ ખુશાલચંદે એ માગણી ન સ્વીકારી. તેમણે જવાબ આપ્યો કે " હું ઓછામાં ઓછું ખર્ચ કરૂં તો પણ ત્રણું લાખ રૂપીયા મને ઓછા પડે." વોર્ન હેસ્ટીંગ્સના અમલમાં ખુશાલચંદની સ્થિતિ વધુ બગડી. રાજવહીવટના કેટલાક ખાતાં મુર્શિદાબાદથી કલકત્તા ગયાં. આથી જગતશેઠ મોટી મુસ્કેલીમાં આવી પડયા. તેમણે તે વિષે હેસ્ટીંગ્સને એક પત્ર લખ્યો અને પરાપૂર્વથી જે વહીવટ પેઢી સંભાળતી તે પાછો પેઢીને સોંપવા અરજ કરી. હેસ્ટીંગ્સ એ વખતે રાજધાનીથી બહુ દૂર હતો. તેણે રાજધાનીમાં આવ્યા પછી એ વિષે સંતોષકારક નિવેડો

+ Long's Selection P. 437

લાવવાની પોતાની ઇચ્છા દર્શાવી. કમનસીબે હેસ્ટીંગ્સ પાછો આવે તે પહેલાં જ અકસ્માત્ ખુશાલચંદ ગુજરી ગયા. સમેતશીખર ઉપર તેમણે જ કેટલાંક જૈન મંદિરો બંધાવ્યાં હતાં. બાદશાહ મહમદશાહના વખતથી શીખરજીની સઘળી તીર્થભૂમિ જગતશેઠના કુટુંબને વગર કરે સુપ્રત કરવામાં આવી હતી. શીખરજી ઉપરના મંદિરોમાં ઘણેખરે સ્થળે શીલાલેખોમાં જગતશેઠ ખુશાલચંદના નામના ઉલ્લેખો છે.

તે ઉપરાંત ખુશાલચંદે સાર્વજનિક હિતનાં પણ ઘણા કાર્યો કર્યાં હતાં. એમ કહેવાય છે કે જે જગતશેઠે લગભગ ૧૦૮ જેટલાં તળાવ બંધાવ્યાં હતાં તે આ ખુશાલચંદજી જ હોવા જોઇએ. જગતશેઠના રહેવાના મકાન પાસે આજે એક બાગ છે તેનું નામ " ખુશાલબાગ " છે તે પણ એમણે જ નિર્મ્યો હશે. લોકવાયકા તો એવી છે કે ખુશાલચંદજીએ પોતાની ઘણીખરી સંપત્તિ જમીનમાં દાટી રાખી હતી. પરંતુ તેમનું અકસ્માત્ મૃત્યુ થવાથી અને વાચા બંધ પડી જવાથી એ વિષે કોઇને કંઇ કહી શકયા નહીં.

ખુશાલચંદજીને સંતાન ન હતું. તેમણે પોતાના ભત્રીજા હરખચંદજીને ખોળે લીધા. વોર્ન હેસ્ટીંગ્સને પણ ખુશાલચંદજીના મૃત્યુથી બહુ ખેદ થયો. ઉત્તરોત્તર ચાલી આવતી રીત પ્રમાણે હેસ્ટીંગ્સે હરખચંદને જગતશેઠની પદવી આપી. કંપનીના ઇતિહાસમાં પદવી આપવાનો આ પ્રસંગ પહેલંવહેલો બન્યો.

હેસ્ટીંગ્સે કહેરાવ્યું કે " હરખચંદજી ઉમ્મરલાયક થશે ત્યારે ખુશાલચંદજીની અરજનો અમલ કરવામાં આવશે. "

પણ તે પછી તરતજ તેને વિલાયત જવું પડ્યું. જગતશેઠના કુટુંબની દુર્દશા દિવસે દિવસે વધુ શોચનીય બની. આવકનાં બધાં દ્વાર બંધ થવાથી જગતશેઠ હરખચંદને પગલે પગલે મુંઝવણ થવા લાગી. ઘણું ધન તો ખુશાલચંદજીની હૈયાતીમાં જ ખર્ચાઇ ગયું હતું.

હરખચંદજીના સમયમાં, જગતશેઠની ધાર્મિક વલણ બદલાઇ. એમ કહેવાય છે કે હરખચંદને કંઇ સંતાન ન હતું. તેથી તે હંમેશા ઉદાસ રહ્યા કરતો. એક વૈષ્ણવ સંન્યાસીએ સંતાનની લાલચ આપી વૈષ્ણવધર્મમાં દીક્ષિત કર્યો. તેણે એક વિષ્ણુમંદિર પણ પોતાના ઘર પાસે બંધાવ્યું. આ રીતે ધર્માન્તર કરવા છતાં જગતશેઠના પરિવારમાં આજે પણ જૈન આચાર–વિચારનું જ પ્રાધાન્ય જળવાઇ રહ્યું છે.

હરખચંદજીની પછી ઇંદ્રિચંદ અને બિશનચંદે બે ભાગમાં માલ–મીલ્કત વહેંચી લીધી. રાજકારભારને લગતો સઘળો સંબંધ સદાને માટે બંધ થયો. અંગ્રેજ સરકારે ઇંદ્રિચંદને પણ જગતશેઠની ઉપાધિથી નવાજ્યા; પણ હવે પૂરતી આવક વિના ઉપાધિ એ ખરેખર ઉપાધિરૂપ બની ! સરકારે પણ તે પછી એ પદવી આપવી બંધ કરી. ઇતિહાસના પાના ઉપર ઇંદ્રિચંદે " જગતશેઠ " ની છેલ્લી પદવી કેવળ શોભાપૂરતી દીપાવી.

ઇંદ્રિચંદની પછી ગોવિંદચંદ જગતશેઠની ગાદીએ આવ્યો. પણ તે એટલો બધો ઉડાઉ હતો કે તેણે બાકી રહેલાં ઘરેણાં અને વસ્ત્રો પણ વેચી નાખ્યાં. આખરે આજીવિકાનો સવાલ ઉભો થયો ત્યારે તેણે અંગ્રેજ સરકાનું શરણ લીધું. કેટલીય માથાકૂટ પછી મહામહેનતે સરકારે માસિક ૧૨૦૦) રૂપીયા જીવનપર્યંત આપવાનું ઠરાવ્યું.

પછી તો દીનતા પોતાની સાથે જે ગૃહક્લેશ લેતી આવે છે, તેણે પોતાનો અધિકાર જમાવ્યો. એક જ કુટુંબની જૂદી જૂદી શાખાએ વર્ષાસન વિષે જૂદા જૂદા દાવા નોંધાવ્યા. સરકારે પણ તેના એવા જ ઉડાઉ જવાબ વાળ્યા. પરંતુ "જગતશેઠ" ના ઇતિહાસ સાથે એને કંઇ સંબંધ નથી. ટુંકામાં, એટલું કહી શકાય કે જે સ્થળે પ્રતાપ, વૈભવ ને અધિકારનો પ્રખર સૂર્ય પોતાનાં હજારો કિરણો ફેંકી રહ્યો હતો, ત્યાં આજે કોડીયાના દીવાનો અતિ સામાન્ય પ્રકાશ પણ નથી રહ્યો. એટલું છતાં જગતશેઠના નામ સાથે જે અતીત ગૌરવ અને ભવ્યતા સંકળાયાં છે તેને કરાળ કાળ ભુંસી શકયો નથી. વ્યક્તિ ક્ષુદ્ર છે, તેનું બળ વ્યક્તિ કરતાં પણ મહાન્ છે, ચિરારાધ્ય છે, અજર–અમર છે!



# જગતશેઠ : વંશવૃક્ષ

- સિધરાજ
  - અખયરાજ
    - કરમચંદ
      - શાહ હીરાનંદ
        - લાલચંદ
        - ગોરધનચંદ
        - મલુકચંદ
        - સદાનંદ
        - શેઠ માણેકચંદ
          - (૧) માણેકદેવી
          - (૨) સોહાગદેવી
          - (૧) જગતશેઠ ફત્તેહચંદ (દત્તક)
            - (૧) સુપર દેવી
            - શેઠ આણંદચંદ
              - (૨) જગતશેઠ મહતાબચંદ
                - (૧) શ્રીનગરદેવી
                - (૩) જગતશેઠ ખુશાલચંદ
                - જગદીંદ્ર શેઠ ગુલાબચંદ
                - શેઠ સુમેરચંદ
                  - હરખચંદ
                - સુખલાલચંદ
                  - જગતશેઠ
                  - (૪) હરખચંદ (દત્તક)
                    - (૫) જગતશેઠ ઇંદ્રચંદ
                      - (૬) જગતશેઠ ગોવીંદચંદ
                        - મહારાજા ગોપાલચંદ (દત્તક)
                        - જગતશેઠ ગુલાબચંદ (દત્તક)
                          - જગતશેઠ ફતેહચંદ
            - શેઠ દયાચંદ
              - મહારાજ સરૂપચંદ
                - મહારાજ ઉદાયતચંદ
                - અભયચંદ
                - મીહીરચંદ
            - પુત્રી
            - પુત્રી
        - અમીચંદ
        - દીપચંદ
        - ધનબાઈ

# જગતશેઠ : વંશવૃક્ષ

## ( ૨ )



# શેઠ માણિકચંદનું ફરમાન*

પરમેશ્વરનું નામ
( લાલ શાહીમાં )

( ગોળ મ્હોર )
પરમેશ્વરનું નામ

૧
પુત્ર
શાહઆલમ
બાદશાહ

૨ પુત્ર આલમગીર બાદશાહ

૩ પુત્ર શાહજહાન બાદશાહ

૪ પુત્ર જહાંગીર બાદશાહ

૫ પુત્ર અકબર બાદશાહ

૬ પુત્ર હુમાયુન બાદશાહ

૭ પુત્ર બાબર બાદશાહ

૮ પુત્ર ઉમરશેખ શાહ

૯ પુત્ર સુલતાન અબુસઈદશાહ

૧૦ પુત્ર સુલતાન મહમ્મદશાહ

૧૧
પુત્ર
મીરનશાહ

૧૨
પુત્ર
અમીર તૈમુર
સાહેબ કેરાન

મહમ્મદ ફરૂખસી-
અરનો પુત્ર અબ્જી-
મુસ્શાન, અબુલ
મજફર મઈનુદ્દીન
આલમગીર શાની
બાદશાહ ગાઝીશન
આહદ

( લાલ શાહીમાં
દસ્તખત )

મહમ્મદ મઈનુદ્દીન
આલમગીર શાની
ફરૂખસીઅરનું બાદ-
શાહ ગાઝી ફર્માન
આબૂબ મજફર.

આ ફત્તેહ અને આનંદમંગળનાં અવસરે, આ મહામાન્ય અને વિશ્વાસયોગ્ય ફરમાન વતી માણિકચંદ, આ ચિરસ્થાયી રાજ્ય તરફથી માણિકચંદ શેઠ ખીતાબ મેળવે છે. અમારા તાબાના રાજ્યના બધા દિવાન અને હવે પછી થનારા અમલદારો, હાકેમો અને મુસદ્દીઓએ માણિકચંદના નામ પાસે શેઠ શબ્દ લખવો. એ બાબતમાં બધાએ ખાસ કાળજી રાખવી, અને હજુરનું ખુદનું ફરમાન છે એમ જાણવું. તારીખ ૮, જીલહજ્જ ત્રીજી સન જલૂસ.

---

* મુર્શિદાબાદ-કહાણીના આધારે.

## [ ફરમાનની બીજી બાજુ ]

જે આ મહામાનવંતા રાજ્યના મુખ્ય આધારરૂપ છે, સલ્તનતના જેઓ વિશ્વાસપાત્ર છે, ખાનદાન કૂળના છે, ઉંચા પદના છે, શક્તિશાલી છે, રાજ્ય અને ધનસંબંધી સારી વ્યવસ્થા કરી જાણે છે, જે કલમ અને તલવાર વાપરવામાં કૂશળ છે, ધજાને ફરકતી રાખી શકે છે, સારામાં સારા નિષ્પક્ષપાત વઝીર છે, સલ્તનતની મુસ્કેલીમાં આધારરૂપ છે, વઝીરોમાં પણ જે બહુજ વિશ્વાસપાત્ર અને મિત્ર છે તે મિનુદૌલા બહાદૂર જાફરજંગ સેપાહસાલાર સેનાનિવેશની રૂબરૂમાં.

( મ્હોર )
મહમ્મદ ફરૂખ
શાનું બાદશાહ ગાઝી
ખાલા દૂલ્વાહ શેપાસાલાર
ઇયાર બાવા ફિદરી કૂતબલ
મૂલ્ક અમિનુદૌલા સૈયદ
આબદ ખાં બાહાદૂર
જાફરજંગ.



# જગત્શેઠ મહતાબચંદનું ફરમાન

પરમેશ્વરનું નામ—( લાલ શાહીમાં )

( ગોળમ્હોર )

ઇશ્વરનું નામ

૧૨ પુત્ર મીરનશાહ — ૧૩ પુત્ર અમીર તૈમુર સાહેબ કેરાન — ૧ પુત્ર જહાનશાહ

દસ્તખત
( લાલશાહીમાં )

> અહમ્મદશાહ બહાદૂર પુત્ર મહમ્મદશાહ મજાહેદીન સાહેબે કેરાનશાની બાદશાહ ગાઝી.

૧૧ પુત્ર સુલતાન મહમ્મદ શાહ

૧૦ પુત્ર સુલતાન આબુસૈયદ શાહ

૯ પુત્ર ઉમરશેખ શાહ

અહંમ્મદશાહ બાહાદૂર, પુત્ર મહમ્મદ શાહ, આબુલ નાસીર મઝાહેદીન સાહેબે કેરાન, શાની બાદશાહ ગાઝી સન એક.

૨ પુત્ર શાહઆલમ બાદશાહ

૩ પુત્ર આલમગીર બાદશાહ

૪ પુત્ર શાહજહાન બાદશાહ

૮ પુત્ર બાબર બાદશાહ — ૭ પુત્ર હુમાયૂન બાદશાહ — ૬ પુત્ર અકબર બાદશાહ — ૫ પુત્ર જહાંગીર બાદશાહ

આ શુભ અને આનંદના અવસરે આ ચિરસ્થાયી સામ્રાજ્યના જગતમાન્ય અને જગતને તાબે કરનારા ફરમાનવતી, મહતાબરાય-વિશ્વાસ અને ગૌરવના મૂળ ધનરૂપ જગતશેઠનો ખીતાબ મેળવે છે. અમારા તાબાના રાજ્યમાં દરેક દૈયાત તથા હવે પછી થનારા હાકીમો, અમલદારો તથા મુસદ્દીઓ વગેરેએ તેમનું જગતશેઠ મહતાબરાય નામ લખવું. આ બાબતમાં ખાસ કાળજી અને કોશેશ કરવી.

તારીખ ૨૧ જેલહજ્જ.

આ ફરમાનની પાછળની બાજુ ઢંકાઇ જવાથી વાંચી શકાતી નથી.

( મુર્શિદાબાદ-કાહિણી. )

# માણિકદેવી

( માણિકદેવિજી રાસના આધારે )

માણિકદેવિના પિતા શાહજાદપુરમાં રહેતા, તેમનું નામ પૂરણમલ્લ હતું અને ઓસવાલવંશના હતા. તેમની પત્નિનું નામ ગુલાબબાઇઃ—

" મધ્ય દેશ મેદિપતિ, વત્સ દેશ અતિ ચંગારે;
નગરી કોસંબી ભલી, નદી વહે જહાં ગંગારે.

ચંદનબાલિકા જહાં ભઇ, સતીયાંમેં સિરદારીરે;
નામ જયંતી શ્રાવિકા, મૃગાવતી સુખકારીરે.

સાધુ અનાથી જિહાં હુઆ, શ્રાવક સાધ પવિત્રારે;
પદમપ્રભુ જિહાં જનમીયા, કહાં લગી કહું ચરિત્રારે.

તસ નગરી પાસે ભલો, સાહિજાદપુર સારોરે;
નિકટ વહે ગંગા નદી, વસે વરન અઢારોરે.

સુરપુરવરકી ઉપમા, નગર નિરૂપમ દેખોરે;
ન્યાત ચોરાસી જહાં વસે, ઉસવાલ સુવિસેખોરે.

પૂરણમલ પુણ્યાત્મા, શ્રાવક પરમ સુજ્ઞાનીરે;
ગોત્ર બીરાંણી પરગડા, ધર્મવંત અતિ દાનીરે.

તસુ ધરણીવરણી સતી, ગુલાબ બુઇ તિ નામેરે;
જૈન ભગતિ હોઉ આદરે, દિનદિન ચઢત પ્રણામેરે.

તાસ કુખસે ઉપની, સ્વર્ગલોકથી આઇરે;

... ... ... ... ...

સંવત્ સત્તરસે તીસમેં, શ્રાવણ માસ ઉદારોરે;
કૃષ્ણપક્ષ એકાદશી જનમ ભયો સુવિકારોરે.

માણિકદેવીના શ્વસુર તથા પતિ એ વખતે પટણામાં રહેતા અને બહુજ ધનવાન હતા:

નગર સુવસ પટણે વસે, ઉસવંસ સિરદાર;
ગોત્ર ગહિલડા જગ પ્રગટ, દોલતવંત દાતાર.

હીરાનંદ નરિંદ સમ, માને સહુ કોઇ આણ;
સાત પુત્ર તેહને પ્રગટ, અદભૂત ગુણમણિખાણ.

માણિકચંદ નરિંદ્ર સમ, ચૌદે વિદ્યા ભંડાર;
લંછન અંગ બતીસ તસુ, કામતણો અવતાર.

પુરણમલ્લની પુત્રી કિશોરકુંવરી, માણેકચંદને ત્યાં માણિકદેવીના નામે ઓળખાઇ. તેનાં પગલાંથી હિરાનંદને ત્યાં લક્ષ્મી વધતી ચાલી:

પુણ્યવંતને પગપરવેશ, કીરત વાધી દેશોદેશ;
વાધે પુત્ર પોત્ર પરિવાર, વાધી લછમી બહુત ભંડાર.

નરદેહી ધરી આઇ વહુ, પરત છલછલી ભાખે સહુ;
માણિકદેવી દીન્હા નામ, અદ્‌ભૂત રૂપવંત અભિરામ.

પટણાથી માણિકચંદ મુર્શિદાબાદમાં આવ્યા. મુર્શિદાબાદના વૈભવનું વર્ણન કવિ આ પ્રમાણે આપે છે:

રાજા પરજા અરૂ ઉમરાવ, ફોજદાર સુબા નવાબ;
સહુકોઈમાને હુકુમ પ્રમાન, દિલીપતિ દે અતિ સન્માન.

બાદસ્યાહ શ્રી ફેરૂકશાહ, શેઠ પદસ્થ દીયો ઉછાહ;
માણિકચંદ શેઠ ભએ નામ, ફિરી દુહાઇ ઠામોઠામ.

દેશ બંગાલ કેરે ધની, દિનદિન સંતતી સંપ્રતિ ઘણી;
જાકે પુત્ર સુરેંદ્ર સમાન, પ્રગટે ફતેહચંદ સુજાન.
દિલીજાય દિલીપતિ ભેટ, નામ ખીતાબ ભયો જગતશેઠ.

સંવત ૧૭૭૧ માં માઘ માસની દશમી ને ગુરૂવારે માણેકચંદ શેઠ સારો પુત્ર–પૌત્રાદિ પારવાર મૂકી સ્વર્ગવાસ પામ્યા. જગતશેઠ ફતેહચંદે, માતાની શ્રી શિખરજીએ યાત્રા જવાની ઇચ્છા સાંભળી મોટા પાયા ઉપર તીર્થયાત્રાની તૈયારી કરવા માંડી:

મનસુખા માતાતણા જાણ્યા શ્રી જગતશેઠ;
કરી સજાઈ સંઘની, ભેજે લોક પચેટ.

ધાટ વાટ સબ સજી કરો, સંઘ આવે જીહ રાહ;
હુકૂમ સુણત સબ ભૂપતિ, લાગે કરન ઉછાહ.

દેશ વિદેશે પઠુઇ, પત્રી પરમ હુલાસ;
ચોવીહ સંઘ બુલાઇયા, ખરચી ભેજી ખાસ.

અસવારી વાહન દીએં, જીહ જીહ માંગી તેમ;
ડેરા તંબુ પાલ ભલા, દીન્હા સબકો તેમ.

સંઘ સહ્ એકઠા થયા, મૂલુક મૂલુક સો આય;
તુરત બોલાયા જોતષી, મુહુરત દીયા બતાય.

**સંઘની** તૈયારી અર્થે કર્ણાટકી લાલ બનાતના તંબુ, ઐરાવત જેવા હાથી, તેજી ઘોડા અને ફોજ તથા સામંતોનું વર્ણન આપ્યા પછી કવિએ વર્ધમાન નગરી અને ચંપાપુરીની સ્પર્શનાનો આનંદ વર્ણવ્યો છે. શિખરજી પહોંચ્યા પછી ત્રણ દિવસ અને ત્રણ રાત ગિરિશિખર ઉપર રહ્યાં અને સ્નાત્ર, પૂજા તથા આંગી વિગેરે ખૂબ ધામધૂમથી કરાવ્યાં.

શિખરજીની યાત્રા કરી આવ્યા પછી માતા માણિકદેવીએ મુખ્યતાએ ધર્મકરણીમાં જ ચિત્ત પરોવ્યું:

જીનમંદિર રૂપાંતણા, ગૃહમેં સરસ બનાય;
પ્રતિમા સોના રજતની, થાપી શ્રી જીનરાય.

પહર એક પૂજા કરે; જપે મંત્ર નવકાર;
દાન દેહી જવ હાથસોં, તવ હી કરે આહાર.

છઠ છઠ અરૂ પારણો, જો કહું તિથ બઢ જાય;
તબ તેલા નિહચે કરૈ, એક ટેક ન મીટાય.

દોય પહર શાસ્ત્ર સુણેં, સંઝા કરે તૃકાલ;
પોસહ અષ્ટમી ચૌદસી, પડિકમણા બીહુ કાળ.

સચિત્ત વસ્તુ છુએ નહીં, દીન હીન પ્રતિ દાન;
કુણ સરભર તેહની કરૈ, સકૈ ન રાજા રાંણ.

દેશ બંગાલે નહિ હુતા, દેહરા અરૂ પોસાલ;
પુણ્ય પ્રસાદ માતાતણે, ઘર ઘર થયા વિલાસ.

જૈની હોતે નગ્રમેં, આગે ઘર દોય ચાર;
સો પ્રાસાદ માતાતણે, શ્રાવક ભએ હજાર.

ક્રમે ક્રમે માતા માણિકદેવીએ ખૂબ ઉગ્ર તપશ્ચર્યાઓ આદરી. ઉપરાઉપરી તપશ્ચર્યાથી તેમનું શરીર હાડપીંજર જેવું બની ગયું. છતાં વ્રત–પચ્ચખાણુ ન તજ્યાં. તપશ્ચર્યાની જેમ દાનમાં પણ તેઓ એટલા જ મુક્તહસ્ત હતાં:

લાખોં દાંન દીયા સતી રે લો—
લાખ કીયા ઉપગાર રે...

લાખ જીવ પ્રતિપાળીયા રે—
લાખોં ભેજ સસાર રે...

મોહ નહીં મમતા નહીં રે લો—
રાગ નહીં કહુ રોસ રે...

ક્ષમા દયા સમતા ભરી રે—
હરખ નહીં અપસોસ રે...

તપસ્વિની માતાનો પુત્ર પણ કેટલો માતૃભક્ત હતો ?

હુકુમ કબહુ મેટે નહીં, માતતણો જગતશેઠ;
તીન વાર દિન પ્રતિ કરે, ચરણકમલકી ભેટ.

શત માગે નવસહસ્ત્ર દીએ, સહસ્ત્ર કહે દે લક્ષ;
માતાને માને સદા, પરમેશ્વર પ્રતક્ષ.

મૃત્યુને એક વરસ બાકી હતું, તે વખતે મેઘની જેમ માતા માણિકદેવીએ દાન વરસાવ્યાં, વખતો વખત લ્હાણીઓ કરી અને કવિ કહે છે કે આવી ધરમકરણી તો “ દૂજૈ કિણુહી ન કીન ”—ભાગ્યે જ બીજા કોઇએ કરી હશે. પુત્ર પૌત્રાદિને બોલાવી આશીર્વાદ આપ્યાં, અને છેવટે પોતાના શ્રીમુખથી અણશણ વ્રત ઉચર્યાં અને અંતે “સૂણતા સુગુરૂ વખાણ—સર્વસોં કીન્હો ખામણાં; કરિ પ્રભુજીનો ધ્યાન, માણિકદેવી માતા સતી પહૂતી અમરવિમાન.” સ્વર્ગવાસની સંવત, માસ, પક્ષ, તિથિ, વાર ને નક્ષત્ર આ પ્રમાણે:—

સંવત સત્રે અઠાણવૈ, પોસ કૃષ્ણ રવિવાર;
પડિવા પુષ્ય નક્ષત્રમેં, પહુતા સ્વર્ગમઝાર.

કવિ કહે છે કે મહાસતી ચંદનબાળા, મૃગાવતી અને

સુભદ્રાદેવીએ જ જાણે પંચમકાળમાં અવતાર લીધો હોય એટલી માતા માણિકદેવીએ શાસનની પ્રભાવના કરી અને પોતાનો જન્મ સાર્થક કર્યો. સાધ્વી–સતીઓનાં ચરિત્ર આજસુધી માત્ર શાસ્ત્રોમાં જ વાંચ્યા હતા, પણ કવિ પોતાને માણિકદેવીના દર્શનથી કૃતાર્થ માનતા હોય તેમ ઉલ્લાસથી ઉચ્ચારે છે કે—

શાસ્ત્રમાંહી સુણતા હતા રે,
સાધ સતીની વાત રે;
પરતખ દેખી આંખીસો રે,
માણિકદેવી માત રે......

આ રાસ પાર્શ્વચંદ્ર ગચ્છના મુનિ નિહાલચંદજીએ, માણિકદેવીના સ્વર્ગવાસ સમયે અર્થાત્–૧૭૯૮ માંજ, મુર્શિદાબાદ મુકામે રચ્યો છે. રાસકારના પોતાના શબ્દોમાં કહીએ તો—

પાસચંદ્ર ગચ્છ પરગડા રે,
વાચક શ્રી હર્ષચંદ;
તાસ અનુજ જસ ઉચરે રે,
નામ મુનિ નિહાલચંદ.

સંવત સત્તરે અઠાણુવે રે,
પોષ કૃષ્ણપક્ષ સાર રે;
તિથ તેરસ જસ જંપીયો રે,
મગસુદાબાદ મઝાર રે.

• ( Firman of Emperor Ahmedshah 1752. )

## In the name of the purest, Highest in Station.

( Seal )

Be it known to the Officers and Managers of the present and future affairs of the province of Bengal and the other provinces under dominion that Jugut Sett Mahtaub Roy represented to us, the high in dignity, that mountain Paresnathjee, situate in the country of Bengal, the place of worship according to the Jain Setamburee religion; also the Cotee at station Mudhooban on a rent-free ( lakheraj ) ground, butted and bounded by four boundaries belong ( to the followers of ) the Jain Setamburee religion and that he, the devoted supplicant is a follower of the Jain Setamburee religion, he therefore, is hopeful of the royal bounty that the mountain and the Cotee aforesaid be bestowed by the resplendent Huzoor on that obedient

---

• શ્રીયુત્ બાબૂ પૂરણચંદ નાહર અને શ્રી કૃષ્ણચંદ્ર ઘોષના " એપીટોમ ઓફ જૈનીઝમ " માંથી :

---

supplicant, so that, composed in mind, he may devote himself to pray according to that religion. Whereas the person aforesaid deserves Royal favour and bounty, also as it appears that the property he asks for has a particular connection with him, and (as), it appeared on inquiry instituted by this High in Dignity that mountain Paresnath and the Cotee aforesaid have from a long time appertained to the (followers of the) Jain Setamburee religion, therefore the whole of the mountain and Cotee at Mudhoobun butted and bounded by four boundaries, are bestowed by the Royal Court on the aforesaid person. It is required that he should always devote to pray himself for the welfare and prosperity of the state; and no one should offer opposition respecting the mountain Pareshnath and the Cotee at Mudhoobun.

Knowing this to be very urgent matter let them act as directed.

The whole of mountain Paresnath situate in the country of Bengal.

Three hundred and one Beeghas of Lakheraj land of Mudhoobun, situate in the country of

Bengal, butted and bounded by four boundaries specified below:

On the west: The water course of Joypariah alias Jaynugger.

On the east: The old water course (nala).

On the north: The koond or reservoir (called) Julhurrey prepared by the (followers of the) Jain Setamburee religion.

On the South: The base of mountain Paresnath.

Written on the 27th day of the month of Jemadeeoolawal, the fifth year of the king's reign.

On the back

The Khan of Khans Kumiroodeen Khan Bahadur, Victorious in War, the Vizier of Territories, Manager of affairs, Noblest of Nobles, the Head of the country, Commander-in-chief, a faithful friend and servant of the King Ahmud Shah, the Hero.

(True translation of the persian document.)

(Sd.) **Shamacharan Sircar.**

The 19 March 1868 — Chief Interpreter and Translator High Court, Original Jurisdiction.

# ( અહેમદશાહ બાદશાહનું ૧૭૫૨નું ફરમાન )

## ( સીક્કો )

( પાક-પરવરદિગારની રાહબરીમાં )

સલ્તનત નીચેના બંગાળ તથા બીજા પ્રાંતોના હાલના તથા ભવિષ્યના રાજ્યકારભાર ચલાવતા અમલદારો તથા તહસીલદારોને માલુમ થાય કે:—બંગાલ દેશમાં આવેલ જૈન શ્વેતાંબર ધર્મ અનુસાર તીર્થ સ્થળવાળો પારસનાથજીનો પર્વત તથા મધુવન પાસેની ચાર સીમાડા બંધ મહેસુલ-માફ જમીન ( લાખેરાજ ) ઉપર આવેલી કોઠી જૈન શ્વેતાંબર ધર્મના અનુયાયીઓને તાબે હોવાનું તથા તે રાજ્યનિષ્ઠ અરજદાર જૈન શ્વેતાંબર ધર્મના અનુયાયી હોવાનું જગતશેઠ મહતાબ રાયે અમો નેકનામદાર પાસે નીવેદન કરેલ છે અને તે આશા રાખે છે કે બહાદુર નામવર હજુરના હાથે ઉપર કહેલ પર્વત તથા કોઠી સદરહુ આજ્ઞાધીન અરજદારને બક્ષીસ કરવામાં આવે કે જેથી તે નિશ્ચિંત મને સદરહુ ધર્માનુસાર પ્રાર્થના વિગેરે કરે. સદરહુ શખ્સ બાદશાહની કૃપા તથા બક્ષીસને લાયક હોવાથી તથા જે મિલ્કતની તે માગણી કરે છે તેની સાથે પોતાને ખાસ સંબંધ છે તેમ જણાયાથી તથા નેકનામદાર તરફથી તપાસ કરવામાં આવતાં, ઉપર દર્શાવેલ પારસનાથનો પર્વત તથા કોઠી સાથે લાંબા વખતથી જૈન શ્વેતાંબર ધર્મના અનુયાયીઓને સંબંધ હોવાનું જણાયાથી સમગ્ર પર્વત તથા ચાર સીમાડા બંધ મધુવન પાસેની કોઠી બાદશાહ હજુરથી સદરહુ શખ્સને ભેટ આપવામાં આવે છે. એ જરૂરનું છે કે રાજ્યના હિત તથા આબાદી

માટે તેણે હંમેશાં પ્રાર્થના કરવી અને કોઇએ પણ પારસનાથના પર્વત તથા મધુવન પાસેની કોઠી સંબંધે વિરોધ કરવો નહિ. આ ઘણી અગત્યની બાબત સમજીને તેઓએ સૂચનાનુસાર વર્તન રાખવું.

બંગાળ દેશમાં આવેલો પારસનાથનો સમગ્ર પર્વત બંગાળ દેશમાં આવેલ નીચે દર્શાવ્યા મુજબ ચાર સીમાડાબંધ મધુવનની ત્રણસો એક વિઘા લાખેરાજ જમીનઃ—

પશ્ચિમ દિશાએ જયપારીયા અથવા જયનગરનું નાળું.
પૂર્વ દિશાએ પ્રાચીન નાળું.

ઉત્તર દિશાએ જૈન શ્વેતાંબર ધર્મના અનુયાયીઓએ તૈયાર કરેલ જલહુરીના નામથી કહેવાતો કુંડ અથવા ટાંકુ.

દક્ષિણ દિશાએ પારસનાથ ડુંગરની તળાટી.

બાદશાહના રાજ્યના પાંચમા વર્ષમાં જમાદીલવાલ માસના ૨૭ ના રોજ લખવામાં આવ્યું.

## પાછળનો ભાગ.

શૂરવીર બાદશાહ અહમદશાહનો નિમકહલાલ મિત્ર તથા સેવક, સેનાધિપતિ, દેશાધિકારી અમીરોનો અમીર, રાજયકારોબારનો વ્યવસ્થાપક રાજય મુલકનો વઝીર, લડાઇમાં યશસ્વી ખાનખાના કમરૂદીનખાન બહાદુર.

( પર્શીયન ભાષાના દસ્તાવેજનું ખરૂં ભાષાંતર )

( સહી ) શામાચરણ સરકાર

૧૯—માર્ચ ૧૮૬૮ મુખ્ય દુભાષીયો તથા ભાષાંતરકાર
અસલ હકુમત હાઇકોર્ટ

( Sunnud of Aboo Alikhan Bahadur,
dated the third year of reign )

## Aboo Ali Khan Bahadur
## Emperor and Champion of Faith

( Seal )

*To,*

The Motsuddees of the present time and of future of Pergunnah Bissoonpore Pachrookhy in the province of Behar.

Take notice that,

Since Mouzah Palgunge in the aforesaid Purgunnah has been as heretofore exempted from all liabilities in the name of Raja Padmansingh as a charitable endowment to all the temples of Pareshnath made by Juggut Sett, the same is therefore upheld and confirmed in the year 1169 fusli ( 1755 A. D. ). You shall raise no objection and offer no opposition in any way whatever in respect of the said Mouzah and shall release and leave it to the use and possession of the above named Rajah so that he may apply the profits thereof to necessary purposes and continue to pray for the welfare of the empire

to last for ever. Written on the 27th day of Jamadi-us-sani in the third year of reign.

21-1-89 ( True translation )

Sd/ **Iswaree Parsad.**



અબુ અલીખાન બહાદુરના રાજ્યના ત્રીજા વર્ષની સનદ

બાદશાહ તથા ધર્મરક્ષક અબુઅલીખાન બહાદુર

**( સીક્કો )**

બિહાર પ્રાંતના બીસનપુર પાચરૂખી પરગણાના હાલના તથા ભવિષ્યના મુત્સદીઓ જોગ—

માલુમ થાય કે—

ઉપર દર્શાવેલ પરગણાંમાં પાલગંજ ગામ તે રાજા પદમનસિંહના નામે જગતશેઠના બનાવેલાં પારસનાથના સર્વ મંદિરોને ધાર્મિક સખાવત તરીકે બધા કરવેરામાંથી મુક્ત કરવામાં આવ્યું છે. તેથી તેનો સ્વિકાર કરી ફઝલી ૧૧૬૯ ( ઇ. સ. ૧૭૫૫ ) ની સાલમાં મંજુર કરવામાં આવે છે. તમો સદરહુ ગામ બાબત કોઇપણ જાતનો વાંધો વિરોધ નહિ કરતા ઉપર દર્શાવેલ રાજાના કબજા, ભોગવટા માટે તે ખુલ્લું રાખશો કે જેથી તે જરૂરી બાબત માટે તેમાંની આવકનો ઉપયોગ કરી શકે અને કાયમ ચાલુ રહેનાર સલ્તનતના હિત માટે પ્રાર્થના કરે. રાજયના ત્રીજા વર્ષમાં જમાદી–ઉસ–સાની તા. ૨૭ ના રોજ લખવામાં આવ્યું. ૨૧–૨–૮૯ ( ખરૂં ભાષાંતર )

(સહી) ઇશ્વરીપ્રસાદ

સદ્ગત શેઠ વેણીચંદ સુરચંદ સંસ્થાપિત

# શ્રી મહેસાણા જૈન શ્રેયસ્કર મંડળ તરફથી

## છપાયેલાં પુસ્તકનું સૂચીપત્ર.

૧ બાળપોથી ( જૈન શિક્ષણમાળા ) ... ૦–૧–૬
૨ પહેલી ચોપડી સદર ૦–૨–૬
૩ બીજી ચોપડી સદર ૦–૩–૬
૪ ત્રીજી ચોપડી સદર ૦–૪–૬
૫ જૈની વાંચન માળા શાસ્ત્રી ... ... ૦–૧–૬
૬ બે પ્રતિક્રમણ મૂળ ગુજરાતી ભાવાર્થ સાથે ... ૦–૨–૬
૭ બે પ્રતિક્રમણ મૂળ શાસ્ત્રી ભાવાર્થ સાથે ૦–૩–૬
૮ પંચ પ્રતિક્રમણ મૂળ શાસ્ત્રી ... ... ૦–૭–૬
૯ પંચ પ્રતિક્રમણ મૂળ ગુજરાતી ભાવાર્થ સાથે ... ૦–૮–૦
૧૦ સામાયિક સૂત્ર સાર્થ ૦–૧–૩
૧૧ બે પ્રતિક્રમણ સાર્થ ૦–૬–૦
૧૨ પંચ પ્રતિક્રમણ સાર્થ ૧–૦–૦
૧૩ સમકિતના સડસઠ બોલ તથા અઢાર પાપસ્થાનકની સજ્ઝાય શાસ્ત્રી તથા ગુજરાતી ૦–૧–૬
૧૪ યશોવિજય ચોવિશી વિવેચન સાથે ... ૦–૪–૦
૧૫ જિનગુણ પદ્યાવળી ૦–૫–૦
૧૬ જીવ વિચાર સાર્થ ૦–૪–૦
૧૭ નવ તત્વ સાર્થ ... ૦–૧૦–૦
૧૮ ભાષ્યત્રય સાર્થ ... ૦–૧૪–૦
૧૯ દંડક તથા જંબુદ્વીપ સંગ્રહણી સાર્થ ... ૦–૧૨–૦
૨૦ કર્મગ્રંથ સાર્થ ભા.૧ ૦–૧૦–૦
૨૧ કર્મગ્રંથ સાર્થ ભા.૨ ૦–૧૨–૦
૨૨ તત્ત્વાર્થ સૂત્રસરહસ્ય. ૦–૬–૦
૨૩ પાંત્રીશ બોલ વગેરે. ૦–૩–૦
૨૪ રત્નાકર પચ્ચીશી. ૦–૦–૯
૨૫ આત્મહિતકર આધ્યાત્મિક વસ્તુ સંગ્રહ. ૦–૧૦–૦
૨૬ પ્રશ્નોત્તર રત્નચિંતામણી. રૂ.૧)
૨૭ સમાધિ વિચાર.... ૦–૧–૩
૨૮ કુલક સંગ્રહ ભાવાર્થ સાથે. ... ૦–૧–૦
૨૯ બ્રહ્મચર્ય વ્રત. ... ૦–૪–૦
૩૦ અભક્ષ્ય અનંતકાય વિચાર શાસ્ત્રી તથા ગુજરાતી ૦–૩–૦
૩૧ આત્મ જાગૃતિ ... ૦–૦–૯
૩૨ ધર્મોપદેશ તત્ત્વજ્ઞાન. ૦–૦–૬
૩૩ જૈન સ્ત્રી સદ્બોધ. ૦–૨–૬
૩૪ ધર્મવીર વેણીચંદભાઇ ( પોસ્ટેજ ૦–૨–૬ ). ભેટ.

### પ્રત આકારે સંસ્કૃત ગ્રંથો.

૩૫ જીવ વિચાર સટીક. ૦–૪–૦
૩૬ દંડક પ્રકરણ સટીક. ૦–૨–૦

મળવાનું ઠેકાણું—**શ્રી જૈન શ્રેયસ્કર મંડળ–મહેસાણા.**

